# રાજકાહિની





**કમલ પ્રકાશન મંદિર**

કાચરખાનો પહેલો માળ · એલિસબ્રીજ · અમદાવાદ.

અવનીન્દ્રનાથ ઠાકુર કૃત

# રાજકાહિની

અનુવાદક

રમણલાલ સોની



કમલ પ્રકાશન મંદિર

અમદાવાદ

પ્રકાશક
ગોવિંદરાવ ભાગવત
કમલ પ્રકાશન મંદિર
કોચરબનો પહેલો ઢાળ,
એલિસબ્રિજ, અમદાવાદ

સંપાદકો
નગીનદાસ પારેખ
રમણલાલ સોની



આ માળાનું વાર્ષિક લવાજમ પાંચ રૂપિયા
આ પુસ્તક છૂટક કિંમત ૧-૨-૦

સોલ એજન્ટ
ઇન્દ્રધનુ બુકહાઉસ,
મિશન, રોડ,
ભદ્ર, અમદાવાદ

મુદ્રક
ગોવિન્દલાલ મોહનલાલ જાની
કૃષ્ણા પ્રિન્ટરી, રતનપોળ,
અમદાવાદ

# નિવેદન

તરુણો માટે શરૂ કરેલી કિશોર ગ્રંથમાળાના બીજા પુસ્તક તરીકે શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરની 'રાજકાહિની'નો આ પ્રથમ ખંડ આપતાં અમને આનંદ થાય છે. આવતે વર્ષે એનો બીજો ખંડ આપવા ધાર્યો છે. આશા છે કે ગુજરાતના તરુણોને આ પુસ્તક ગમશે.

— પ્રકાશક

## અનુક્રમણિકા



બાપ્પાદિત્યનો ચિતોડમાં પ્રવેશ

૧

# શિલાદિત્ય

[ વલભીપુર ]

શિલાદિત્યના જન્મ પહેલાંની આ વાત છે. જે સમયે વલભીપુરમાં રાજા કનકસેનના વંશનો છેલ્લો રાજા રાજ કરતો હતો, તે સમયે વલભીપુરમાં સૂર્યકુંડ નામે એક અતિ પવિત્ર કુંડ હતો. એ કુંડના કાંઠા પર એક વિશાળ સૂર્યમંદિર હતું. એ સૂર્યમંદિરમાં એક અતિ વૃદ્ધ પુરોહિત રહેતો હતો. તેને સંતાનમાં દીકરો કે દીકરી કંઈ નહોતું. અનંત આકાશમાં જેમ સૂરજદેવ એકલા છે, તેમ આકાશના જેવા નીલ અને વિશાળ આ સૂર્યકુંડને કિનારે ઊભેલા સૂર્યમંદિરમાં સૂર્યપુરોહિત બનીને રહેલો આ તેજસ્વી વૃદ્ધ બ્રાહ્મણ સંસારમાં એકલો હતો. તેને નહોતો કોઈ સાથી કે સોબતી. મંદિરમાં ધૂપદીપ, ઘંટારવ, સવારસાંજ બે વખતની આરતી વગેરેનો બધો ભાર તેના જ માથા પર હતો — નહિ નોકર, નહિ અનુચર, કે નહિ કોઈ શિષ્ય! વૃદ્ધ બ્રાહ્મણ એકલો દરરોજ ત્રીસ શેર વજનના પિત્તળના દીવામાં સવારસાંજ સૂરજદેવની

આરતી કરતો; દરરોજ એ જીર્ણશીર્ણ હાથે, રાક્ષસ-રાજાના રાજમુગટ જેવો મંદિરનો જબરદસ્ત ઘંટ વગાડતો; અને મનમાં મનમાં વિચાર કરતો કે, જો કોઈ સોબતી મળી જાય તો એના હાથમાં બધો ભાર મૂકીને હવે ઘરડેઘડપણ જરી આરામ લઉં.

સૂરજદેવે ભક્તની મનોકામના પૂર્ણ કરી. પોષ મહિનાનો પડવો હતો. ચારે દિશાઓ ધુમ્મસથી છવાઈ ગઈ હતી. સૂરજદેવ આથમી ગયા હતા. વૃદ્ધ પુરોહિત સાંજની આરતી પૂરી કરીને ભીમની વજ્જર છાતી જેવાં મંદિરનાં લોઢાનાં બારણાં મહા કષ્ટે બંધ કરતો હતો. એવામાં એક બ્રાહ્મણકન્યા મ્લાનવદને તેની સામે આવીને ઊભી રહી — એનાં કપડાં ફાટેલાં હતાં, પણ એ રૂપનો ભંડાર હતી! ટાઢથી બીને જાણે કોઈ સંધ્યાતારિકા સૂર્યમંદિરમાં આશ્રય લેવા આવી હોય એવી એ લાગતી હતી. પણ એનો વેશ વિધવાનો હતો.

બ્રાહ્મણે પૂછ્યું: તું કોણ છે? તારે શું જોઈએ છે?' આ સાંભળી બ્રાહ્મણકન્યાએ કમલકળી જેવા નાનકડા સુંવાળા હાથ જોડીને કહ્યું: 'પ્રભુ, મારે આશરો જોઈએ છે. બ્રાહ્મણની દીકરી છું. ગુર્જર દેશના વેદજ્ઞ પંડિત દેવાદિત્યની એકની એક દીકરી છું. મારું નામ સુભાગા. લગનની રાતે જ વિધવા થઈ છું,

૨૬૪૫૨



તેથી મને દુર્ભાગી સમજી સૌએ દેશમાંથી હાંકી કાઢી છે. પ્રભુ, મારે મા હતી, પણ આજે હું મા વગરની છું. મને આશરો આપો!'

બ્રાહ્મણે કહ્યું: 'અરે અભાગણી! અહીં ક્યા સુખની આશાએ આશરો માગે છે? મારી પાસે નથી અન્ન, નથી વસ્ત્ર, હું કેવળ ગરીબ છું, એકાકી છું!'

બ્રાહ્મણ આવું બોલ્યો તો ખરો, પણ કોઈ તેના મનમાં કહી રહ્યું હતું: 'હે ગરીબ! એકાકી! આ બાળાને તું આશરો આપ!' બ્રાહ્મણ એક વખત મનમાં બોલ્યો કે એને આશરો આપું છું, પણ વળી તેને થયું કે એંશી એંશી વરસ લગી મેં એકલે હાથે આ સૂર્યદેવની પૂજા કરી છે, તો હવે આજે છેલ્લા દિવસોમાં કોઈ બીજાના હાથમાં એ પૂજાનો ભાર શા સારુ સોંપવો? આ વિચાર આવતાં બ્રાહ્મણ મનમાં ઘડભાંગ કરવા લાગ્યો. એવામાં અચાનક સંધ્યાના તમામ અંધકારને ભેદીને, પૃથ્વીના પશ્ચિમ કાંઠા પરથી સૂર્યપ્રકાશનું એક બિંદુ આવીને આ દુઃખી બાળાના મોં પર પડ્યું. જાણે ભગવાન આદિત્ય પોતે આંગળી ચીંધીને બતાવી ગયા કે આ મારી સેવાદાસી છે. માટે હે મારા પ્રિયભક્ત, આ બાળાને આશરો આપ! આજથી આ દુઃખી બાળા ભલે મારી સેવામાં રહેતી!

બ્રાહ્મણે હાથ જોડી સૂર્યદેવને પ્રણામ કરી, દેવાદિત્ય બ્રાહ્મણની કન્યા સુભાગાને સૂર્યમંદિરમાં આશરો દીધો.

તે પછી કેટલાક દિવસો વીતી ગયા. હવે સુભાગા મંદિરનું બધું કામકાજ શીખી ગઈ હતી. પરંતુ માખણ જેવા એના સુકોમળ હાથે ત્રીસ શેર વજનની આરતીનો દીવો એનાથી ઊંચકાતો નહોતો! તેથી આરતીનું કામ વૃદ્ધ પુરોહિતને કરવું પડતું. એક દિવસ સુભાગાએ જોયું તો વૃદ્ધ બ્રાહ્મણનું જીર્ણ શરીર ભાંગી પડ્યું હતું, — આરતીનો દીવો એના હાથમાંથી હમણાં પડશે એવું લાગતું હતું! તે જ દિવસે વલભીપુરની બજારમાં જઈને સુભાગા એક શેર વજનની એક નાનકડી આરતી લઈ આવી. પછી તેણે કહ્યું: 'પિતા, આજે સાંજે આ દીવાથી આરતી કરજો!'

બ્રાહ્મણે જરા હસીને જવાબ દીધો: 'સવારે જે દીવાથી દેવતાની આરતી કરી છે, તે જ દીવાથી સાંજે પણ તેની આરતી થવી જોઈએ. માટે નવો દીવો મૂકી રાખ. કાલે નવો દિવસ ઊગે ત્યારે નવા દીવાથી સૂરજદેવની આરતી થશે.'

મધ્યાહ્ન થયા. સૂરજના પ્રકાશથી આખી પૃથ્વી પ્રકાશિત બની ગઈ હતી. એવે વખતે બ્રાહ્મણે સુભાગાને સૂર્યમંત્રનો ઉપદેશ દીધો. એ મંત્ર એવો હતો કે એનું ઉચ્ચારણ થતાં સૂરજદેવ પોતે આવીને ભક્તને

દર્શન દેતા. એ મંત્ર જીવનમાં માત્ર એક જ વખત ઉચ્ચારવાનો હતો. બીજી વાર ઉચ્ચારતાં ઉચ્ચારનારનું મૃત્યુ નિશ્ચિત હતું.

પછી સાંજ પડી. અંધારું થયું. આરતી પૂરી થઈ; અને હોલવાતા દીવાની પેઠે બ્રાહ્મણનો જીવન-દીવડો ધીરે ધીરે હોલવાઈ ગયો. — સૂરજદેવ આખી પૃથ્વી પર અંધારું કરીને આથમી ગયા.

સુભાગા એકલી પડી.

થોડાક દિવસ તો સુભાગાએ વૃદ્ધની પાછળ રોઈ રોઈને કાઢ્યા. પછીના કેટલાક દિવસો તેણે પોતાને હાથે જંગલ સાફ કરીને, મંદિરની ચારે તરફ ફળ-ફૂલનાં ઝાડ વાવવામાં કાઢ્યા. વળી કેટલાક દિવસો મંદિરની પથ્થરની દીવાલો તથા ભોંય ઘસીને ઊજળી કરવામાં, અને તેની ઉપર ડાળપાંદડાં, ફૂલવેલ, પંખી, હાથી, ઘોડા, તથા ઇતિહાસપુરાણનાં ચિત્રો ચીતરવામાં ગયા. છેવટે કામ ખૂટ્યું. હવે તેણે એ ફળબાગમાં, ફૂલના લતામંડપોમાં એકલાં એકલાં ફરવા માંડ્યું. વખત જતાં એ નવા બાગમાં એકએ ફળ પાકવા માંડ્યાં, એકએ ફૂલ ખીલવા માંડ્યાં, અને ધીમે ધીમે એકએ નાનકડાં પંખી, અને પાંચસાત રંગરંગીન પતંગિયાં, અને એમની સાથે નાનીમોટી છોકરાછોકરી-ઓની ટુકડીઓ ત્યાં દેખાવા માંડી. પતંગિયાં ફૂલનું

જરાક મધ ચૂસીને સંતોષ પામતાં, પંખીઓ માત્ર એકબે પાકાં ફળ ચાખી જોતાં, પરંતુ પેલું છોકરાંનું ટોળું ફૂલ પાડતું, ફળ ઝૂડતું, ડાળ ભાંગતું, ને કંઈ કંઈ ખેદાનમેદાન કરી નાખતું! પરંતુ સુભાગા કોઈ ને કશું કહેતી નહિ, હસતે મોઢે એ બધું તોફાન સહી લેતી. ઝાડની નીચે લીલુડા ઘાસમાં ભાતભાતનાં કપડાં પહેરીને છોકરાં રમતગમત કરતાં, અને એ જોવામાં સુભાગાના દિવસો પસાર થઈ જતા.

એમ કરતાં ચોમાસું આવ્યું. ચારે તરફ ઘટાટોપ કાળાં વાદળાં, વીજળીના ચમકારા, અને મેઘનો ગડગડાટ! એવામાં એક દિવસ તલવારની ધાર જેવો પૂરવનો વાયરો વાયો, અને સુભાગાના નવા બાગનાં ફૂલોને ડીટાંમાંથી તોડી નાખી, વૃક્ષોનાં પાંદડાંને ખંખેરી નાખી, એના હોંશના લતામંડપને ધૂળભેગો કરી નાખી સૂસૂ કરતો વહી ગયો! પંખીઓનાં ટોળાં પવનની આગળ ઊડી ગયાં, પતંગિયાની ભાંગેલી પાંખો ફૂલની પાંખડીઓની પેઠે ચારે તરફ પથરાઈ પડી; છોકરાંનું ટોળું ક્યાંનું ક્યાં ગુમ થઈ ગયું! મુશળધાર વરસાદ વરસતો હતો. સુભાગા એકલી બેઠી બેઠી માબાપને, સાસુસસરાની નિર્દયતાને, અને લગનની રાતે રૂપાળા વરના હસું હસું થતા મુખની ફૂટડી વાતો યાદ કરી કરીને રડતી હતી. એ મનમાં મનમાં વિચાર કરતી હતી : 'હાય રે! આવા વિદેશમાં,

એકલી નિરાધાર હું કેવી રીતે મારું આયુષ પૂરું કરીશ ?' સુભાગાની હરણીના જેવી કાળી કાળી મોટી આંખો આંસુથી ભરાઈ ગઈ. તેને પૂરવમાં અંધકાર દેખાયો; પશ્ચિમમાં અંધકાર, ઉત્તર અને દક્ષિણમાં પણ અંધકાર દેખાયો. આવા જ અંધકારમાં એક દિવસ તેણે આ મંદિરમાં આશરો લીધો હતો એ તેને યાદ આવ્યું. આજે પણ એવો જ અંધકાર હતો — એવાં જ વાદળાં હતાં, એવી જ હવા હતી; સૂર્યમંદિર પણ એવું જ વિશાળ અને નિઃશબ્દ હતું. પરંતુ હાય ! આવા સંકટ સમયે મને અનાથ અભાગણી સુભાગાને આશરો આપનાર એ વૃદ્ધ પુરોહિત ક્યાં છે ? સુભાગાની કાળી આંખોમાંથી બે અશ્રુબિંદુ વરસાદની પેઠે ટપટપ કરતાં નીચે અંધારામાં ખરી પડ્યાં. સુભાગાએ મંદિરનાં તમામ બારણાં બંધ કરી, દીવો સળગાવી, દેવતાની આરતી કરી. પછી શી ખબર શું સમજીને એ સૂર્યની પ્રતિમાની સામે ધ્યાન ધરવા બેઠી. ધીમે ધીમે સુભાગાની આંખો સ્થિર થઈ ગઈ. ચારે તરફથી વાવંટોળનો અવાજ, વાદળાંનો ગડગડાટ આઘો ને આઘો ધકેલાતો ગયો. સુભાગાના મનમાં હવે કોઈ શોક ન રહ્યો, કોઈ દુઃખ ન રહ્યું. તેના મનનો અંધકાર જાણે સૂરજના અજવાળામાં છિન્નભિન્ન થઈ ગયો ! સુભાગાએ ધીરે ધીરે, બીતાં બીતાં, વૃદ્ધ બ્રાહ્મણે શિખવાડેલો પેલો સૂર્યમંત્ર

ઉચ્ચાર્યો. એકદમ જાણે આખી પૃથ્વી જાગી ઊઠી. સુભાગાને જાણે ચારે તરફથી પંખીનું ગાન, બંસીનું તાન, અને આનંદનો કોલાહલ સંભળાયો! પછી ઘનઘોર ગર્જના કરીને આખા આકાશને કંપાવીને, ચારે દિશાઓને પ્રકાશમાં તરબોળ કરી નાખીને, મંદિરની પાષાણની દીવાલો અને લોઢાનાં બારણાંને જાણે આગમાં ઓગાળી નાખીને, સાત લીલા ઘોડાઓની પીઠ પર પ્રકાશના રથ ઉપર ચડીને, કોટિકોટિ દીપક સમ જ્યોતિર્મય તેજોમય સૂરજદેવે દર્શન દીધાં. એ પ્રકાશને, એ જ્યોતિને માણસની આંખ કેવી રીતે સહી શકે?

સુભાગાએ બે હાથે મોં ઢાંકી દઈને કહ્યું: 'હે દેવ! દયા કરો, ક્ષમા કરો! પૃથ્વી બધી સળગી જાય છે!'

સૂર્યદેવે કહ્યું: 'બી મા! બી મા! બેટા, વર માગ!'

બોલતાં બોલતાં સૂર્યદેવનો પ્રકાશ ધીરે ધીરે ક્ષીણ થઈ ગયો. માત્ર જરા અમથો લાલ ઉજાસ સોહાગણના સિંદૂરની પેઠે સુભાગાના સેંથાને અજવાળી રહ્યો. હવે સુભાગાએ કહ્યું: 'પ્રભુ, હું પતિપુત્ર વિનાની છું, એકાકી છું! મને એવું વરદાન આપો કે આ પૃથ્વી પર મારે હવે વધારે રહેવું ન પડે;—તમામ દુ:ખદરદથી મુક્ત બની હું આજે જ તમારા ચરણમાં મરણ પામું!'

## ૧. શિલાદિત્ય

સૂર્યદેવે કહ્યું : ' બેટા, દેવતાના વરદાનથી મોત નથી આવતું, દેવતાના શાપથી મોત આવે છે. તું વર માગ ! '

હવે સુભાગાએ સૂર્યદેવને પ્રણામ કરીને કહ્યું : ' પ્રભુ, જો વરદાન દેવું હોય તો મને એક દીકરો ને એક દીકરી આપો; હું એમને મોટાં કરીશ. દીકરો તમારા જેવો તેજસ્વી થાય, અને દીકરી ચંદ્રમાની ચાંદની જેવી રૂપાળી થાય ! '

' તથાસ્તુ ' કહીને સૂર્યદેવ અંતર્ધાન થઈ ગયા. ધીરે ધીરે સુભાગાની આંખોમાં નિંદ આવી, સુભાગા પથરા ઉપર પાલવ પાથરીને સૂઈ ગઈ.

ઝમઝમ વરસાદ પડતો હતો. સવારથવા આવી હતી. ઊંઘના ઘેનમાં સુભાગાએ પોતાના પેલા ભાંગેલા લતામંડપમાં બે નાનાં પંખીઓને મીઠડું ગીત ગાતાં સાંભળ્યાં ! ધીમે ધીમે સવારનો સોનેરી તડકો સુભાગાની આંખો ઉપર પડ્યો. તે એકદમ બેઠી થઈ ગઈ, પણ પાલવ ખેંચાયો. જુએ તો બે કુમળાં બાળકો તેની નજીક લપાઈ ને ઊંઘતાં હતાં. સૂર્યદેવનું વરદાન સાચું પડ્યું — સુભાગાએ દેવ જેવાં રૂપાળાં બે બાળકોને ખોળે લીધાં. લોકોની નજર બહાર નિર્જન મંદિરમાં એમનો જન્મ થયો, તેથી સુભાગાએ બંનેનાં નામ પાડ્યાં ગેબ અને ગેબી !

## રાજકાહિની

સુભાગા ગેબ અને ગેબીને છાતીએ વળગાડી મંદિરમાંથી બહાર આવી. તે વખતે પૂરવમાં સૂરજ ઊગતો હતો અને પશ્ચિમમાં ચંદ્રમા આથમતો હતો. સુભાગાએ જોયું તો ગેબના મોં પર સૂરજનો પ્રકાશ વધારે ને વધારે ઝળહળતો હતો. અને ગેબીના કાળા કેશ પરથી ચંદ્રમાનો ઉજાસ ધીરે ને ધીરે ઓછો થતો જતો હતો. સુભાગા મનમાં મનમાં સમજી ગઈ કે ગેબીને આ પૃથ્વી પર લાંબો વખત રાખી શકાશે નહિ.

ગેબ ધીરે ધીરે મોટો થયો. હવે તેણે પાઠશાળામાં જવા માંડ્યું. ગેબી પણ મોટી થઈ હતી. હવે તે માની પાસે બેસીને મંદિરનું કામકાજ શીખતી હતી. ગેબ તોફાની અને ઉધમાતિયો હતો; ગેબી શાંત અને વિવેકી હતી. કેટલીયે નાની નાની છોકરીઓ ગેબીની સાથે રમવા માટે ચાહીને આવતી, પરંતુ ગેબનાં તોફાનોને લીધે તો પાઠશાળાના બધા છોકરા ત્રાસી ગયા હતા. છેવટે એ બધા છોકરાઓએ ભેગા થઈને એક દિવસ વિચાર કર્યો કે ગેબ આપણા બધા કરતાં ભણવા–ગણવામાં, શરીરના જોરમાં, અને બધી બાબતમાં ચડિયાતો છે. માટે આપણે એને રાજા બનાવીએ, ને આપણે એની રૈયત થઈએ. પછી ગેબ આપણા ઉપર ત્રાસ વર્તાવી શકશે નહિ!

પછી બધાએ ગેબને રાજા બનાવી ખાંધે ચડાવી, નાચવા માંડ્યું. ગેબ હસતો હસતો આ નાના નાના

છોકરાઓની ખાંધે ચડીને બેઠો છે, એવામાં એક નાનો છોકરો બોલી ઊઠ્યો : 'હું રાજાનો પૂજારી છું ! ચાલો, મંતર બોલી હું ગેબને રાજતિલક કરું !'

બધા છોકરાઓએ ગેબને એક ધૂળના ઢગલા પર બેસાડ્યો. ગેબ રાજાની પેઠે એ ધૂળના ઢગલા ઉપર બેઠો છે, એવામાં પેલા નાના છોકરાએ એના કપાળમાં તિલક કરીને કહ્યું : 'ગેબ, તારું નામ તો જાણું છું, પણ તારી માનું નામ શું ? બાપનું નામ શું ?'

ગેબે કહ્યું : 'મારું નામ ગેબ; મારી બહેનનું નામ ગેબી, મારી માનું નામ સુભાગા ! મારા બાપનું નામ — શું ?'

ગેબને ખબર નહોતી કે પોતે સૂરજદેવના વરદાનથી જન્મેલો છે. બાપનું નામ તે કહી શક્યો નહિ. તેણે શરમથી નીચું જોયું. છોકરાઓએ એની ચારે બાજુ હો હો કરી તાળીઓ પાડવા માંડી. શરમથી ગેબનું મોં લાલ થઈ ગયું. લાત મારીને એ ધૂળનું સિંહાસન તોડી નાખી, ધોલધપાટ મારી નાના છોકરાઓના ફૂલેલા ગાલને વધારે ફુલાવી, ગુસ્સામાં આખે શરીરે કાંપતો ગેબ સીધો દેવમંદિરમાં આવીને ઊભો. તે વખતે સુભાગા ગેબીના હાથમાં પિત્તળની દીવી આપીને સૂરજદેવની આરતી કેવી રીતે કરવી તે બતાવતી હતી. એવામાં વંટોળિયાની પેઠે ધસી આવીને

ગેબે ઝટકો મારી એ પિત્તળની દીવી ખૂંચવી લઈ, ઘા કરીને ફેંકી દીધી. પિત્તળની દીવી પથ્થરની દીવાલ સાથે ભટકાઈને ખડિંગ ખડિંગ કરતી ભાંગીને કકડા થઈ ગઈ. એની સાથે સૂરજદેવની મૂર્તિ ચીતરેલો એક કાળો પથ્થર એ દીવાલમાંથી નીચે ખરી પડ્યો.

સુભાગાએ બૂમ પાડી : ' અરે ગાંડિયા ! આ શું કર્યું ? સૂરજદેવની મંગલ આરતી તોડીફોડીને તેં દેવતાનું અપમાન કર્યું ? '

ગેબે કહ્યું : ' દેવતાને હું ઓળખતો નથી, સૂરજને પણ ઓળખતો નથી. હું કોનો છોકરો છું એ કહેને ! નહિ તો, આજે આ તારી સૂર્યમૂર્તિને ઉપાડીને કુંડમાં નાખી દઈશ ! '

મૂર્તિ એવડી મોટી હતી કે ખુદ ભીમસેન આવે તોપણ એને ઉપાડી શકે નહિ; છતાં ગેબનો રોષ જોઈ સુભાગાને બીક લાગી કે વખતે એ કંઈ કરી બેસે ! તેથી તેણે એકદમ ગેબના બંને હાથ પોતાના હાથમાં લઈને કહ્યું : ' બેટા, ધીરો પડ ! શાંત થા ! ફરી સૂરજદેવનું અપમાન કરતો નહિ ! પિતાનું નામ જાણીને તારે શું કામ છે ? હું તારી મા છું, ગેબી તારી બહેન છે, પછી તને શાની ખોટ છે ? '

ગેબે હવે રડતાં રડતાં કહ્યું : ' મા, તો શું હું પાપી છું, નીચ છું, અપવિત્ર છું, ભ્રષ્ટ છું, નપાવટ છું, ભિખારો છું — નબાપો છું ? '

આ શબ્દો તીરની પેઠે સુભાગાના હૃદયમાં ચોંટયા. બે હાથે મોં છુપાવી એ નીચે બેસી પડી. તે મનમાં મનમાં બોલવા લાગી : ' હાય રે ભગવાન ! તેં આ શું કર્યું ? આ તોફાની છોકરાને કેવી રીતે સમજાવું ? કેવી રીતે તેને શાંત કરું ? ગેબગેબી નીચ નથી, અપવિત્ર નથી, તેઓ સૂરજનાં સંતાન છે, સૌના કરતાં વધારે પવિત્ર છે. પણ હું કહું તો એ કોણ માનશે ? '

સુભાગાને સૂર્યમંત્ર યાદ આવ્યો, પણ બીજી વખત એનો ઉચ્ચાર કરવામાં નિશ્ચિત મૃત્યુ હતું — ગેબ-ગેબીને આવી કાચી વયે એકલાં પૃથ્વી પર છોડીને સદાને માટે જતાં રહેવાનો વિચાર કરતાં સુભાગાનો જીવ રડી ઊઠયો. તે બોલી : ' બેટા, મારું માન ! શાંત થા ! અહીં ન ગમતું હોય તો ચાલ આપણે બીજા દેશમાં જતાં રહીએ. સૂરજદેવ તારા પિતા છે એમ સમજ ! '

પણ ગેબે માથું હલાવ્યું. એને વિશ્વાસ પડયો નહિ. છેવટે સુભાગાએ કહ્યું : ' તો મંદિરનાં બધાં બારી-બારણાં બંધ કર. હમણાં હું તને તારા પિતાનાં દર્શન કરાવું છું. પણ હાય ! તું મને પાછી જોવા નહિ પામે ! '

સુભાગાની આંખોમાંથી પાણી પડવા માંડયું.

ગેબીએ કહ્યું: 'ભાઈ, માને શું કરવા સતાવે છે?'

એનો જવાબ ન દેતાં ગેબે મંદિરનાં તમામ બારી-બારણાં બંધ કરી દીધાં. સુભાગા બંને બાળકોને આંગળીએ વળગાડી સૂરજદેવની પ્રતિમાની પાસે જઈ, ધ્યાનમાં બેઠી. આ જ મંદિરમાં એક દિવસ એકલી અટૂલી સુભાગાએ મરવાની ઇચ્છા કરી જે મંત્રનો હિંમતથી ઉચ્ચાર કર્યો હતો, તે જ મંત્ર આજે એ સુભાગાને કાલસર્પ જેવો લાગતો હતો; એનું ઉચ્ચારણ કરતાં આજે એનું માનું હૈયું ધડક ધડક થતું હતું, એને અપાર વ્યથા થતી હતી!

સૂર્યદેવે દર્શન દીધાં — આખા મંદિરને જાણે રક્તના પ્રવાહમાં ડુબાડી દેતા હોય એવા પ્રચંડ સ્વરૂપે એમણે દર્શન દીધાં. સુભાગાએ કહ્યું: 'પ્રભુ, આ બાળકો કોના સંતાન છે?'

સૂર્યદેવે કંઈ બોલ્યા નહિ. જોતજોતામાં સૂર્યના પ્રચંડ તેજમાં ભિખારિણી સુભાગાનું સુંદર શરીર બળીને ભસ્મ થઈ ગયું. ગેબી રડી પડી: 'મા! મા!' ગેબે પૂછ્યું: 'મા ક્યાં ગઈ?'

કંઈ પણ બોલ્યા વગર સૂર્યદેવે ધરતી પર પડેલો રાખનો ઢગલો દેખાડી દીધો. ગેબ સમજી ગયો કે મા ગઈ. રોષ અને દુઃખથી એની આંખો લાલ થઈ

ગઈ. ખૂણામાં પડેલો, પેલો સૂરજની મૂર્તિ ચીતરેલો કાળો પથરો ઉપાડી તેણે સૂરજદેવને છુટ્ટો માર્યો. જમરાજાના પાડાના માથા જેવો એ કાળો પથ્થર સૂરજદેવના મુગટ સાથે અફળાઈને બળતા કોલસા જેવો થઈને ઠક કરતો એક તરફ જઈ પડ્યો — એની સાથે સાથે ગેબ બેભાન બની પડી ગયો.

બહુ વાર પછી ગેબ જ્યારે ભાનમાં આવ્યો ત્યારે સૂર્યદેવ અંતર્ધાન થઈ ગયા હતા. તેના માથા પાસે એકલી ગેબી બેઠી હતી. ગેબે પૂછ્યું : 'સૂર્યદેવ ક્યાં ગયા?'

ગેબીએ જવાબમાં પેલો કાળો પથરો બતાવીને કહ્યું : 'ભાઈ લે, આ આદિત્યશિલા! આ શિલા તું જેને મારશે તે જીવતો નહિ રહે! સૂરજદેવ એ તને આપી ગયા છે અને કહી ગયા છે કે તું એમનો દીકરો છે, અને આજથી તું શિલાદિત્ય નામે ઓળખાશે! તારો વંશ સૂર્યવંશ નામે પ્રસિદ્ધ થઈને પૃથ્વી પર રાજ કરશે, અને તું જ્યારે સ્મરણ કરશે ત્યારે આ સૂર્યકુંડમાંથી સાત ઘોડા જોડેલો સૂરજનો રથ નીકળીને તારી સેવામાં હાજર થશે. એ રથનું નામ સપ્તાશ્વરથ! જા, ભાઈ, સપ્તાશ્વરથ પર ચડીને આદિત્યશિલાને હાથમાં ધારણ કરી દિગ્વિજય કરી આવ!'

ગેબે કહ્યું : ‘ અને તને ક્યાં મૂકી જાઉં, બહેન ? ’

ગેબીએ કહ્યું : ‘ ભાઈ, મને આ મંદિરમાં મૂકીને જા. બાગનાં ફળ ખાઈશ, ને કુંડનું પાણી પીશ. પછી તું રાજા થાય ત્યારે મને આ મંદિરમાંથી તારા રાજમહેલમાં તેડી જજે ! ’

ગેબ ખુશખુશ થઈ ગયો. ગેબીને મંદિરમાં મૂકી, સાત ઘોડાના રથમાં બેસી એ દુનિયા જીતવા નીકળી પડયો. અને ગેબી, માતાની ભસ્મનો ઢગલો સૂર્યકુંડમાં પધરાવીને ‘ ઓ મા ! ઓ ભાઈ ! ’ કરતી ભોંય ઉપર પછાડ ખાઈને પડી !

મધરાત થઈ. આકાશમાં એકે તારો નહોતો. ધરતી પર એકે દીવડો નહોતો. તેવે વખતે એકાએક એ સૂર્યમંદિર થરથર કરતું કંપી ઊઠયું. પછી તો એંશી મણ વજનની કાળા પથ્થરની પ્રચંડ સૂર્યમૂર્તિને લઈને, તથા માખણની પૂતળી જેવી રૂપાળી ગેબીને લઈને અડધું મંદિર જમીનમાં ઊતરી ગયું. ગેબીએ જીવ બચાવવા નાસવાનો પ્રયત્ન કર્યો, પણ નિષ્ફળ ! ગેબીએ દીવાલના ટેકે ઊભી થવાને પ્રયત્ન કર્યો, પણ દીવાલ પર હાથપગ ટકતા નહોતા—કાચ પર ટકે તો દીવાલ પર ટકે ! છેવટે ગેબી ‘ ઓ ભાઈ ! ’ કરીને બેભાન થઈને પડી. પછી બધું ખલાસ, બધે અંધારું ! ’

## ૧. શિલાદિત્ય

ઘણા દિવસ પછી, ગેબ પેલા સપ્તાશ્વરથમાં આખી દુનિયા ફરીને, દેશવિદેશમાંથી લાવલશ્કર ભેગાં કરી, એક પછી એક રાજ્ય જીતતો પાછો ફર્યો. છેવટે વલભીપુરના રાજાને પેલી આદિત્યશિલા વડે મોઢામોઢના જુદ્ધમાં મારીને, શિલાદિત્ય નામ ધારણ કરી, એ રાજગાદી પર બેઠો. પાઠશાળાના પોતાના સાથીઓમાંથી કોઈને પ્રધાન બનાવ્યો, તો કોઈને સેનાપતિ બનાવ્યો; નકામા થઈ ગયેલા ઘરડાબખ કારભારીઓને કાઢી મૂક્યા. પછી શરણાઈઓ વાગી, શંખ ફૂંકાયા — શિલાદિત્ય ચંદ્રાવતી નગરીની રાજકન્યા પુષ્પવતીને પરણીને ઘેર આવ્યો.

શિલાદિત્ય શ્વેત સંગેમરમરના શયનગૃહમાં વિરામ કરે છે. ધીરે ધીરે રાત જામતી જાય છે. એમ કરતાં મધરાત થઈ. ક્યાંય જરા સરખો અવાજ થતો નથી. ચામર ઢોળનારી હાથમાં ચામર સાથે રાજાના પગ આગળ ઝોકાં ખાય છે. ઓશીકા આગળનો દીવો ઝબૂકી ઝબૂકીને હોલવાવાનું કરે છે. એવામાં શિલાદિત્યને સ્વપ્નું આવ્યું. પોતાની બહેન ગેબીનું કુમળું મુખ તેને દેખાયું. જાણે દૂર દૂરથી એ મુખ એની સામે જોઈ રહ્યું હોય એવું એને લાગ્યું. સૂર્યમંદિર તરફથી ભાઈ ! ‘ભાઈ ! ભાઈ !’ કરીને જાણે કોઈ તેને બોલાવી રહ્યું હતું !

ચીસ પાડીને શિલાદિત્ય જાગી ગયો. તે વખતે સવાર થઈ હતી. તરત જ રથ પર ચડીને લાવલશ્કર સાથે એ સૂર્યમંદિરમાં આવી ઊભો. જુએ તો ભીમના કવચ જેવાં મંદિરનાં બારણાં સજ્જડ બંધ હતાં. કેટલાંયે વરસથી લતાપાંદડાએ ઊગીને મંદિરનાં બારણાંને જાણે લોઢાની સાંકળે બાંધી દીધાં હતાં. શિલાદિત્યે પોતાને હાથે એ લતાપાંદડાં દૂર કરી મંદિરનું બારણું ઉઘાડી નાખ્યું. દિવસનો ઉજાસ અંદર પેસતાં ચામાચીડિયાંનું એક ટોળું પાંખો ફફડાવીને ઉઘાડા બારણામાંથી બહાર નીકળી ગયું.

શિલાદિત્યે મંદિરમાં પ્રવેશ કર્યો. જોયું તો જ્યાં પહેલાં સૂર્યદેવની મૂર્તિ હતી, ત્યાં અત્યારે ભીષણ અંધકાર કાળા પડદાની પેઠે બધું આવરીને બેઠો હતો. શિલાદિત્યે બૂમ પાડી: 'ગેબી! ગેબી! ક્યાં ગઈ ગેબી?' અંધારામાંથી જવાબ આવ્યો: 'હાય ગેબી! ક્યાં ગેબી!' શિલાદિત્યે મશાલ મગાવી. એ મશાલના અજવાળામાં શિલાદિત્યે જોયું તો ઉત્તર દિશાને શૂન્ય કરી સૂર્યમૂર્તિની સાથે સાથે અડધું મંદિર પાતાળમાં ઊતરી પડયું હતું, માત્ર કાળા પથ્થરના સાત ઘોડાઓનાં મસ્તક વાસુકિ નાગની ફણાઓની પેઠે જમીન ઉપર ડોકાઈ રહ્યાં હતાં! જે ઓરડામાં શિલાદિત્ય ગેબીની સાથે રમતો, અને આખો દિવસ રમ્યા પછી જ્યાં બંને ભાઈબહેન ગુર્જર દેશની વાતો સાંભળતાં

સાંભળતાં માના ખોળામાં ઊંઘી જતાં, અને જ્યાં દેવદારના ઝાડ જેવી પિત્તળની પેલી આરતી હતી, તે ઓરડાનું આજે કોઈ નામનિશાન નહોતું. શિલાદિત્યે એ પ્રચંડ ગુફાના મોં આગળ ઊભા રહીને બૂમ પાડી : ‘ ગેબી ! ગેબી ! ’ એનો એ કરુણ સ્વર તે અંધારા કૂવામાં ઘૂમી ઘૂમીને ધીરે ધીરે દૂર દૂર, પાતાળ તરફ ચાલ્યો ગયો. ગેબ નિસાસો નાખી રાજમહેલે પાછો ફર્યો.

તે જ દિવસે રાજાના હુકમથી, રાજસેવકો સાચાં સોનાનાં પતરાં વડે એ વિશાળ મંદિરને પાયામાંથી ટોચ સુધી મઢવા લાગી ગયા. શિલાદિત્યે એ મંદિરમાં બીજી કોઈ મૂર્તિ બેસાડી નહિ. એ અંધારી ગુફામાંથી સૂરજના ઘોડાનાં માથાં અડધાં બહાર ડોકાતાં હતાં તેમ ડોકાતાં રહ્યાં. પછી શિલાદિત્યે પહાડો કોરી સંગેમરમર મગાવ્યા અને સૂર્યકુંડને ચારે કાંઠે સુંદર ઘાટ બંધાવી દીધો. જ્યારે કંઈ લડાઈનો પ્રસંગ ઊભો થતો, ત્યારે શિલાદિત્ય એ સૂર્યકુંડને કિનારે સૂર્યની ઉપાસના કરતો; તરત જ સપ્તાશ્વરથ પાણીમાંથી બહાર નીકળી એની સેવામાં હાજર થઈ જતો. શિલાદિત્ય એ રથમાં બેસીને જે લડાઈમાં જતો તે લડાઈમાં તેની જીત થતી. પણ છેવટે, એના એક નિમકહરામ પ્રધાને, જેના ઉપર તેને સૌથી વધારે વિશ્વાસ હતો અને જેના ઉપર તેને સૌથી વધારે પ્રેમ હતો,

તેણે તેને પાયમાલ કર્યો. એ પ્રધાન સિવાય દુનિયામાં બીજા કોઈને ખબર નહોતી કે આ સૂર્યકુંડમાંથી સપ્તાશ્વરથ નીકળીને શિલાદિત્યની સેવામાં હાજર થાય છે.

સિંધુની પેલી પાર આવેલા શ્યામ નગરથી પારદ નામે ઓળખાતા અસભ્ય યવનોએ વલ્લભીપુર પર હલ્લો કર્યો. તે વખતે આ નિમકહરામ પ્રધાન તુચ્છ પૈસાના લોભે એ યવનોને મળી ગયો. એણે એ પવિત્ર કુંડને ગાયનું લોહી છંટાવી અપવિત્ર કરાવ્યો. યુદ્ધને દિવસે શિલાદિત્ય એ સૂર્યકુંડને કિનારે સૂર્યની ઉપાસના કરવા બેઠો, પણ પહેલાંની પેઠે આ વખતે નીલજળમાંથી દેવતાઈ રથ નીકળ્યો નહિ. શિલાદિત્યે સાતે ઘોડાનાં નામ દઈ દઈને ફરી ફરી બૂમ પાડી, પણ હાય, કુંડનું પાણી જરાયે હાલ્યું નહિ! શિલાદિત્ય હતાશ થઈને શત્રુની સામે લડવા ગયો, પણ એ યુદ્ધમાં એના પ્રાણ ગયા. આખો દિવસ યુદ્ધ ખેલીને, સૂરજદેવનો એ વર-પુત્ર સૂર્યદેવની સાથે સાથે અસ્ત પામી ગયો. વિધર્મી શત્રુઓ સોનાનું મંદિર તોડીફોડી વલ્લભીપુરને ભસ્મ કરી ચાલ્યા ગયા.



## ૨

# ગુહાદિત્ય

[ ઈડર ગઢ ]

વિશાળ વડવૃક્ષમાં પાંદડાંથી ઢંકાયેલો નાનકડો પંખીનો માળો જેવો સુંદર અને મનોહર લાગે, તેવો જ સુંદર અને મનોહર ગગનસ્પર્શી વિંધ્યાચળના ખોળામાં ચંદ્રાવતી નગરીનો શ્વેત સંગેમરમરનો રાજમહેલ લાગતો હતો. ચંદ્રાવતીની રાજકન્યા પુષ્પવતી શિલાદિત્યની રાણી હતી. તે સગર્ભા હતી. તેથી યવનોની સાથે જુદ્ધમાં ઊતરતા પહેલાં, શિલાદિત્યે તેને કેટલાક રજપૂત વીરોની સાથે ચંદ્રાવતીના રાજમહેલમાં તેનાં માતાપિતા પાસે મોકલી દીધી હતી. શિલાદિત્યે પોતે પણ મનમાં એવો વિચાર કર્યો હતો કે લડાઈ પતી ગયા પછી, શિયાળો વિંધ્યાચળના શિખર ઉપર એકાંતમાં એ શ્વેત સંગેમરમરના મહેલમાં રાણી પુષ્પવતીની સાથે આરામમાં કાઢવો. પછી રાણીને છોકરો થાય ત્યારે રાજપુત્રને લઈને બંનેએ

વલભીપુર પાછું આવવું. પરંતુ વિધાતાએ એ હોંશ પાર પડવા દીધી નહિ. વિધર્મી શત્રુના ઝેરી તીરે એના પ્રાણની સાથે એના હૃદયની તમામ આશાઓને રગદોળી નાખી — શિલાદિત્ય રણક્ષેત્રમાં મરણ પામ્યો. એની રાણી પુષ્પવતી ચંદ્રાવતીના સુંદર મહેલમાં એકલી પડી.

અંતઃપુરમાં પુષ્પવતીના ઓરડાની બરાબર સામે થઈને, પહાડથી પચાસ ગજ નીચે, એક પાકો રસ્તો વલભીપુર તરફ જતો હતો. પુષ્પવતીએ ચંદ્રાવતીમાં આવી, પોતાના ઓરડાની બરાબર સામે, દીવાલ જેવા સીધા એ પહાડના ચઢાણ ઉપર, પચીસ ગજ ઊંચે, જાણે હવામાં, શ્વેત સંગેમરમરનો એક નાનકડો ઝરૂખો બંધાવ્યો હતો. દરરોજ રસ્તા ભણી નજર રાખીને તે ત્યાં બેસતી, અને એક રૂપાની ચાદરમાં સોનાના દોરા અને લીલા રેશમ વડે લીલા ઘોડા પર બેઠેલા સૂરજ-દેવની મૂર્તિનું સોનાની સોય વડે ભરત ભરતી, અને મનમાં મનમાં કોડ સેવતી કે મહારાજ જુદ્ધમાંથી પાછા આવે ત્યારે પંખીની પાંખ કરતાંયે હલકી આ પાઘડી હું મારા હાથે મહારાજને માથે બાંધી દઈશ. પછી અમે બંને પચીસ ગજ ઊંચા આ ઝરૂખામાં બેસીશું — આછા વાદળના જેવા સફેદ સંગેમરમરના આ ઝરૂખામાં બેસીને હું મહારાજને મોઢે જુદ્ધની વાર્તા સાંભળીશ.

## ૨. ગુહાદિત્ય

કોઈ કોઈ વખત પુષ્પવતીને વલભીપુરના એ રસ્તા પર દૂર દૂરથી એક ભાલાની અણી ચમકતી દેખાતી. પછી કાળા ઘોડાની પીઠ પર સવાર થઈને આવેલો વલભીપુરનો રાજદૂત દૂરથી હાથમાંનો ભાલો જમીન તરફ નમાવીને, અંતઃપુરમાંના ઝરૂખામાં બેઠેલી રાજ-રાણી પુષ્પવતીને પ્રણામ કરી તીરવેગે ચંદ્રાવતીના સિંહદ્વાર તરફ પહોંચી જતો. જે દિવસે દાસીની પાસેથી મહારાજા શિલાદિત્યનો કાગળ પુષ્પવતીને મળતો, તે દિવસે પુષ્પવતી તમામ કામ પડતાં મેલી, આકાશમાં બાંધેલા એ ઝરૂખામાં આવીને મહારાજનો કાગળ હાથમાં લઈને બેસી રહેતી. એ આનંદના દિવસે જો કોઈ બુઢ્ઢો રબારી ગાતાં ગાતાં ખેતર ભણી જતાં કે કોઈ ભરવાડનો છોકરો પહાડની નીચે બકરાં ચરાવતાં ચરાવતાં ચંદ્રાવતીની રાજકુમારીને જમીન પર લાંબો થઈને પ્રણામ કરતો, તો તરત પુષ્પવતી એને મોતીનો હાર કે સોનાનું ઝાંઝર કાઢી આપતી.

રાજકુંવરીનો પ્રસાદ માથે ચડાવી એને લાખ લાખ ધન્યવાદ આપતા એ રાજભક્ત લોકો સવારે પોતાને કામે જતા, અને સાંજે પેલો રાજદૂત એ જ કાળા ઘોડા પર સવાર થઈને, હાથમાં ભાલો લઈ મહારાણી પુષ્પવતીનો કાગળ લઈને વલભીપુર તરફ પાછો વળતો.

પુષ્પવતી શાંત સંધ્યામાં પહાડે પહાડે કાળા ઘોડાના ડાબલાનો અવાજ કેટલીયે વાર સુધી સાંભળતી. વળી કોઈ કોઈ વખત કોઈ બુઢ્ઢા રબારીનું મીઠું ગાન અને એની સાથે ભરવાડના છોકરાનો મીઠો સૂર સંધ્યાની હવામાં તણાઈ આવતો! તે પછી વિંધ્યાચળના શિખર પર વિંધ્યવાસિની ભવાનીના મંદિરમાં સંધ્યાપૂજાનો ઘોર ઘંટારવ ગાજી ઊઠતો. તે વખતે પુષ્પવતી મહારાજનો કાગળ અંબોડામાં સંતાડીને, રેશમી સાડી પહેરી માતાની પૂજા કરવા બેસતી, ને મનમાં મનમાં બોલતી: 'હે મા ચામુંડી! હે મા ભવાની! મહારાજને લડાઈમાંથી સાજાતાજા પાછા ઘેર આણ! હે ભગવતી! મારો દીકરો મહારાજના જેવો જ તેજસ્વી થાઓ, અને પોતાની રાણી પર એ આવું જ વહાલ રાખો!'

હાય! માણસની બધી ઇચ્છાઓ પાર પડતી નથી! પુષ્પવતીને રાજાના જેવો તેજસ્વી દીકરો તો મળ્યો, પણ એના મનની પેલી મોટી મુરાદ — શ્વેત સંગેમરમરના ઝરૂખામાં બેસીને મહારાજના મોઢે જુદ્ધની વાર્તા સાંભળવાની — પોતાને હાથે મહારાજના માથા પર હવા કરતાંયે બારીક એવી પેલી રૂપાળી પાઘડી પહેરાવવાની એની હોંશ — અધૂરી જ રહી ગઈ! એના મનની વાત મનમાં રહી, આ જન્મે ફરી મહારાજનો મેળાપ થયો નહિ!

## ૨. ગુહાદિત્ય

જે દિવસે વલભીપુરમાં શિલાદિત્યે રણક્ષેત્રમાં પ્રાણ તજ્યા, તે દિવસે ચંદ્રાવતીના રાજમહેલમાં રાણી પુષ્પવતી માની પાસે બેસીને રૂપાની ચાદરમાં સોનાની સોય વડે ભરત ભરતી હતી. ભરત લગભગ પૂરું થવા આવ્યું હતું, માત્ર સૂર્યમૂર્તિની નીચે સોનાના અક્ષરે શિલાદિત્યનું નામ લખવાનું બાકી હતું. મહામહેનતે પુષ્પવતીએ પોતાના કાળા કેશ કરતાંયે સુંવાળો, અગ્નિ કરતાંયે ઉજ્જવળ એવો સોનાનો તાર બારીક સોનાની સોયમાં પરોવ્યો, અને માત્ર એક જ ટાંકો દીધો. ત્યાં તો ચંપાની કળી જેવી પુષ્પવતીની કુંણી આંગળીમાં એ સોનાની સોય ભમરીના ડંખની પેઠે લોંકાઈ ગઈ ! વેદનાથી પુષ્પવતીની આંખોમાં પાણી આવી ગયું ! તેણે જોયું તો લોહીનું એક ટપકું ચાંદની જેવી સ્વચ્છ રૂપાની ચાદરમાં નાનકડા લાલ મણિની પેઠે ચમકતું હતું. પુષ્પવતીએ તરત જ નિર્મળ જળમાં એ લોહીનો ડાઘ ધોઈ નાખવાનો પ્રયત્ન કર્યો. પાણી પડતાં એ લોહીનું ટપકું મોટું ને મોટું થતું ગયું, અને જેવી રીતે ફૂલની ગંધ બધી હવાને ગંધમય બનાવી દે, તેવી રીતે તેણે આખીયે બારીક ચાદરને લોહિયાળ બનાવી દીધી. એ જોઈ પુષ્પવતીનો જીવ કંપી ઊઠ્યો. તેણે આંસુભરી આંખે માની સામે જોઈ કહ્યું : 'મા, મને રજા આપ. હું વલભીપુર જાઉં ! અહીં મારો જીવ ગભરાય છે, શી ખબર ત્યાં શું થયું હશે !'

રાજરાણીએ કહ્યું : 'હવે થોડા દિવસ રહી જા. છોકરો થયા પછી જજે.'

પુષ્પવતીએ કહ્યું: 'ના, ના; ના, મા!'

તે જ દિવસે સાંજે વલભીપુરના એંશી શૂરા રજપૂતો અને બે ઊંટની પીઠ પર નીલરંગી રેશમ ચડાવેલી એક નાની પાલખી વલભીપુરને પંથે પળી. ચંદ્રાવતીના રાજમહેલને શૂન્ય કરી રાજકુમારી પુષ્પવતી ચાલી નીકળી.

ચંદ્રાવતીથી વલભીપુર જતાં રસ્તામાં એક મોટું રણ આવતું હતું. માલિયા પહાડની નીચે વીરનગર સુધી ચંદ્રાવતીનો પાકો રસ્તો હતો, તે પછી રણમાં થઈ ને, આગના જેવી ધગધગતી રેતી વટાવીને ઊંટ પર સવાર થઈ વલભીપુર જવાતું હતું — તે સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. પુષ્પવતીએ એ રસ્તો પૂરો કર્યો અને રણના નાકા આગળ આવી પહોંચી. ત્યાં એને ખબર મળી કે શિલાદિત્યનું મરણ થયું છે, વિધર્મી યવનોએ વલભીપુરનો નાશ કર્યો છે.

પુષ્પવતીની આંખોમાંથી એક આંસુ ખર્યું નહિ. માત્ર એના હૃદયમાં સામે પડેલા વિશાળ રણની પેઠે હાહાકાર મચી ગયો. લાખ લાખ રૂપિયાનાં હીરાનાં ઘરેણાં તેણે શરીર પરથી ઉતારીને, ઘા કરી કરી રેતીમાં ફેંકી દીધાં, સેંથાનું સિંદૂર લૂછી નાખ્યું. પછી ઉદાસ

જીવે, શિલાદિત્યની એ લાડીલી મહારાણી પુષ્પવતીએ વિધવાનો વેશ ધારણ કર્યો, અને સંન્યાસિનીની પેઠે એ માલિયા પહાડની પ્રચંડ ગુફામાં આશરો લીધો.

એ રણને કાંઠે, અંધારી ગુફામાં, દશ માસ અને દશ દિવસ પૂરા થતાં, સંન્યાસિની રાણીના ખોળામાં રાજપુત્રનો જન્મ થયો. એનું નામ પડ્યું ગુહ. રાણી પુષ્પવતીએ એ જ દિવસે વીરનગરથી પોતાની બાલ-વયની સખી કમલાવતી બ્રાહ્મણીને બોલાવી તેના ખોળામાં પેલા એંશી રાજપૂત વીરોના દેખતાં પોતાનો લાડકડો રાજકુમાર સોંપીને કહ્યું : 'હે પ્રિય સખી, મારા ગુહને તારા હાથમાં સોંપી જાઉં છું. આજથી તું એની માતા. તું એને મોટો કરજે. બીજું તને શું કહું, બહેન ! રાજપુત્રનું કોઈ અપમાન ન કરે એટલું જોજે. અને બહેન, ચિતાની આગમાં મારું આ શરીર બળીને ખાખ થઈ જાય, ત્યારે મારી મૂઠી રાખ લઈને તું કારતકની પૂનમે કાશીજીના ગંગાજળમાં નાખી આવજે, જેથી આવતા જન્મે મારે વિધવા ન થવું પડે !'

આ સાંભળી કમલાવતીની આંખોમાંથી દડ દડ દડ આંસુ ટપકવા માંડ્યાં.

એ જ દિવસે સાંજે, એ એંશી રાજભક્ત રાજ-પૂતો ચંદનની ચિતા ખડકાવીને તેને ચારે તરફથી ઘેરીને ઊભા. શિલાદિત્યની મહારાણી, રાજપૂતરાણી,

સંન્યાસિની, સતી પુષ્પવતીએ હસતે મોઢે જલતી ચિતામાં ઝંપલાવ્યું. જોતજોતામાં પુષ્પવતીનું પુષ્પના જેવું સુંદર સુકોમળ શરીર બળીને ખાખ થઈ ગયું. ચારે તરફ જયજયકાર થઈ રહ્યો. 'મહારાણીનો જય! સતીનો જય!' કમલાવતી ઊંઘતા ગુહને ખોળામાં લઈ, તથા એક હાથમાં પુષ્પવતીની ભસ્મ લઈ, આંખો લૂછતી વીરનગરમાં પાછી ફરી. તેની સાથે સાથે પેલા એંશી રજપૂતવીરોએ પણ રાજપુત્રની સંભાળ રાખવા વીરનગરમાં જ વાસ કર્યો.

ચંદ્રાવતીનાં રાજારાણીએ ગુહને ચંદ્રાવતી લઈ જવાની ઘણી વાર ઇચ્છા કરી હતી. પરંતુ વલ્લભી-પુરના પેલા તેજસ્વી રાજપૂત વીરોએ ગુહને જવા દીધો નહિ. તેઓ કહેતા, 'અમારી મહારાણી અમારા જ હાથમાં રાજપુત્રને સોંપી ગઈ છે, અને અમે જ એનું પાલન કરીશું. વલ્લભીપુરનો રાજકુમાર વલ્લભીપુરના રજપૂતોનો રાજા થઈને ભલે આ મરુભૂમિમાં રહ્યો. આ એનો રાજમહેલ છે!'

ગુહ એ વીરનગરમાં કમલાવતીના ઘરમાં મોટો થવા લાગ્યો. કમલાવતી ગુહને બ્રાહ્મણના છોકરાની પેઠે શાસ્ત્રો જ ભણાવીને પંડિત બનાવવા માગતી હતી. પરંતુ વીરના સંતાન ગુહને ભણવા–ગણવાનું ગમતું નહિ. તે વન–વગડામાં ને પહાડોમાં કોઈ વખત ભીલોની સાથે ભીલ બાળકની પેઠે, તો કોઈ વખત પેલા

રજપૂત વીરોની સાથે રાજાની પેઠે ઘોડે ચડીને નીકળી પડતો ને સિંહનો શિકાર કરતો, તો કોઈ વખત ખભે જાળ નાખી વનેવન હરણની શોધમાં ભમતો.

વીરનગર માલિયા પહાડની તળેટીમાં હતું. ત્યાં શાંત, શિષ્ટ, સુશીલ બ્રાહ્મણોનો વાસ હતો. અને પહાડ ઉપર જ્યાં વાઘ ઘૂરકતો, હરણાં ચરતાં, અંધારામાં સાપ ફૂંફાડા મારતા, રાતદિન ખળખળ અવાજ કરતાં ઝરણાં વહેતાં, ચિત્રવિચિત્ર ફૂલોની ગંધ આવતી, જ્યાં સૂરજનું અજવાળું ન પેસે એવાં ગાઢ વન હતાં, ત્યાં એ અંધારાં વનોમાં, ભીલોનો રાજા માંડલિક સાપના જેવા કાળા વાઘના જેવા જબરા, અને સિંહના જેવા તેજસ્વી છતાં નાના બાળક જેવા સાચુકલા, વિશ્વાસુ, અને ભોળા ભીલોની ઉપર રાજ કરતો હતો.

એક દિવસ ઘોડા પર ચડીને ગુહ, એ ભીલ બાળકોની સાથે ભીલ રાજ્યમાં જઈ પહોંચ્યો. ત્યાં વાઘનું ચામડું પહેરેલા, હાથમાં ભાલાવાળા હજારો ભીલ બાળકો એ ઘોડેસવાર રાજપૂત રાજકુમારને જોઈ, તેને ઘેરી વળી, ‘ અમારો રાજા આવ્યો ! અમારો રાજા આવ્યો ! ’ કહી નગારાં વગાડવા લાગ્યા, ને નાચતા નાચતા ઘેરઘેર ફરવા લાગ્યા. આમ ધીરે ધીરે એ છોકરાઓનું ટોળું ગુહને લઈને રાજમહેલમાં આવી પહોંચ્યું. પછી ભીલોનો રાજા બુઢ્ઢો માંડલિક રાજમહેલમાંથી બહાર આવીને બોલ્યો : ‘ અરે, ક્યાં છે તમારો

નવો રાજા ?' છોકરાઓએ ગુહ સામે હાથ કરી કહ્યું : 'આ રહ્યો.'

ઘરડો રાજા કેટલીય વાર સુધી ગુહની સામે તાકીને જોઈ રહ્યો, પછી બોલ્યો : 'ભલે-ભાઈ ભલે તમારા નવા રાજાના કપાળમાં તિલક કરો !' પછી એક ભીલ બાળકે પોતાની આંગળી છેદી, વૃદ્ધ રાજા માંડલિક-ના દેખતાં, લોહી વડે ગુહના કપાળમાં રાજતિલક કરી દીધું. ભીલોનો એવો નિયમ હતો કે રક્તનું તિલક એક વાર થયું તે થયું, પછી તે કોઈ ભૂંસી શકે નહિ !

ગુહ ખરેખર રાજા થઈને ભીલોની રાજસભામાં ઘરડા રાજાના લાકડાના રાજસિંહાસનની બરાબર નીચે, એક નાનકડી બાજઠ ઉપર બેઠો. આ બાજઠ ઘણા વખત-થી ખાલી રહેતી હતી. કારણ કે માંડલિકને કંઈ સંતાન નહોતું. તેની રૈયત દીનદુ:ખી અને ગરીબ હતી, પણ એમનાં ઘરોને કાળા વાઘના જેવા દીકરા અજવાળતા હતા. પરંતુ દુ:ખની વાત હતી કે રાજાનું ઘર હમેશાં ખાલી હતું, ત્યાં સદા અંધારું હતું. તે દિવસે બધા ભીલોની વચમાં રક્તતિલકમાં શોભતો ગુહ યુવરાજ બનીને બાજઠ ઉપર બેઠો, ત્યારે રાજા માંડલિકની આંખો એ રૂપાળા રાજકુંવરને જોઈ આનંદથી ભરાઈ ગઈ !

ભીલરાજાનો એક નાનો ભાઈ હતો. દશ વરસ પહેલાં એક દિવસ, શી ખબર શી વાત પર બંને

ભાઈઓને ઝઘડો થયો હતો. ત્યારથી બંને ભાઈ જુદા પડી ગયા હતા. બંને એકબીજાનું મોં સુધ્ધાં જોતા નહોતા. ગુહ યુવરાજ થયો તે જ દિવસે ઓચિંતાનો માંડલિકનો નાનો ભાઈ હિમાલય પર્વતમાંથી ભીલ રાજ્યમાં ઊતરી આવ્યો. આવીને એણે રાજપૂતના દીકરાને યુવરાજનું આસન કબજે કરીને બેઠેલો જોયો. ગુસ્સાથી એનું આખું શરીર સળગી ગયું. તેણે રાજસભામાં માંડલિકને બોલાવીને કહ્યું: 'અરે ભૈયા! ઘરડો થયો એટલે ગાંડો તો નથી થયો ને? બાપનું રાજ એના દીકરાને મળે. તારે દીકરો નથી, એટલે તારી પછી રાજા થવાનો મારો હક છે. એ ભૂલીને તું આ રાજપૂતના છોકરાને બાજઠે બેસાડે છે?

માંડલિકે કહ્યું: 'ભાઈ, જરા ઠંડો પડ.'

પણ ભાઈ–રાજે કહ્યું. 'હું ઠંડો પડીશ, તું મરશે ત્યારે!' આમ કહી માંડલિકનો ભાઈ ગુસ્સામાં નાક ફુલાવતો રાજસભામાંથી બહાર નીકળી ગયો.

માંડલિકે કહ્યું: 'જા, આજથી તું મારો દુશ્મન છે!'

પછી સિંહાસન પર ટટાર થઈ બેસીને, તેણે ગુહને પોતાના ખોળામાં લીધો, અને તમામ ભીલ સરદારોની પાસે ગુહના માથા પર હાથ મુકાવી તેણે સોગન લેવડાવ્યા કે, 'આજથી અમે તમામ ભીલ સરદારો

સુખમાં દુઃખમાં, આપતમાં વપતમાં ગુહનું રક્ષણ કરીશું — ગુહનો દુશ્મન તે અમારો દુશ્મન !'

પછી રાજસભા બરખાસ્ત થઈ. ખૂબ આનંદ-વિનોદ કર્યા પછી ગુહ વીરનગરમાં પાછો ફર્યો.

તે જ દિવસે મધરાતે, શી ખબર શું ધારીને, ભીલરાજા માંડલિક ગુપચુપ ગુહની પાસે જઈને બોલ્યો : 'ગુહ, તું મને મારા દીકરા જેવો વહાલો છે. મેં તને રાજા બનાવ્યો છે. તારી તલવાર મને આપ, હું મારા જ હાથે તારા દુશ્મનનો વધ કરી નાખું છું.'

ગુહે કમરેથી પોતાના નામવાળી તેજીલી તલવાર કાઢી આપી. તલવાર હાથમાં લઈને ભીલરાજા નીકળી પડયો. પહાડ ઉપર તે વખતે આગિયા ચમકતા હતા, તમરાં બોલતાં હતાં, દૂર દૂરથી એકબે વાઘની ગર્જના-ઓ પણ સંભળાતી હતી. માંડલિકે હાથમાં એ તલવાર સાથે પોતાના ભાઈ–રાજાના ઘેર પહોંચી જઈ તેનાં બારણાં ધધડાવ્યાં. પણ કંઈ જવાબ મળ્યો નહિ ! ભીલરાજાએ ધીરે ધીરે ભાઈના ઘરમાં પ્રવેશ કર્યો. જુએ તો એનો નાનો ભાઈ સાધારણ ભીલની પેઠે જમીન ઉપર એક હાથે મોં ઢાંકીને પડયો હતો. ભીલરાજાના હૃદયમાં એકદમ જાણે મોટો આંચકો લાગ્યો. કાળા પથ્થરની પ્રતિમા સરખા નાના ભાઈના

સુંદર શરીરને જમીન પર પડેલું જોઈ તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યું. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે હું કેવો નિર્દય છું ! હાય ! નાના ભાઈનું રાજ બીજાને આપું છું, અને નાના ભાઈને દુશ્મન સમજી તેને ઊંઘતો મારી નાખવા આવ્યો છું !'

માંડલિકે વીસ વરસના એ ભીલ રાજકુમારના ઓશીકા આગળ બેસીને બૂમ પાડી : 'ભૈયા !' એક વાર બૂમ પાડી, બે વાર બૂમ પાડી, પછી તેના મોં પરથી તેનો હાથ ખસેડીને ફરી બૂમ પાડી : 'ભઈલા!' પણ કશો જવાબ મળ્યો નહિ. પછી બુઢ્ઢા રાજાએ નાના ભાઈના મોંની પાસે મોં લઈ જઈ, એના વાંકડિયા કાળા વાળ રમાડતાં રમાડતાં કહ્યું : 'ભઈલા ! મારા પર ખોટું લાગ્યું શું ? હવે તું મારી સાથે નહિ બોલે, ભાઈ ? મેં તારે માટે અડધો હિમાલય જીતી રાખ્યો છે. તને હું ત્યાંનો રાજા બનાવીશ. ઊઠ, બેઠો થા ! બોલ ! મારો ભાઈ તો ! દશ દશ વરસ લગી તું મને છોડી પહાડે પહાડે ભટક્યો શું કરવા ? મારી પાસે, મારી આંખો આગળ તું કેમ રહ્યો નહિ ? મેં શું જાણી જોઈને રાજપૂતના છોકરાને ઘરમાં ઘાલ્યો છે ? તું જતો રહ્યો, પછી હું શું કરું ? પછી મારું કોણ રહ્યું ? તે વખતે ગુહે આવીને મારા અંધારા ઘરમાં અજવાળું કર્યું. ભાઈ, ઊઠ ! મેં તારું રાજ લઈ

લીધું અને પાછો તને દુશ્મન સમજી હું અત્યારે તને મારવા આવ્યો છું. લે આ તલવાર, મારી છાતીમાં ખોસી દે, ને બધો હિસાબ ચૂકતે કરી લે!'

આમ કહી માંડલિકે ભાઈના હાથમાં જોર કરીને તલવાર ઘુસાડી દીધી. પણ તીક્ષ્ણ તલવાર ભાઈ–રાજની મૂઠીમાંથી ખસી પડી. બુઢ્ઢો રાજા નવાઈ પામી ગયો. — નાના ભાઈનું શરીર એને ખૂબ ઠંડું લાગ્યું! એણે કાન માંડીને સાંભળ્યું તો શ્વાસ ચાલતો બંધ થઈ ગયેલો હતો! 'ભાઈ, ભાઈ!' કહીને એકદમ એ ચીસ પાડી ઊઠ્યો.

પલકમાં માંડલિકનો બધો ક્રોધ જમીન ઉપર મરેલા પડેલા ભાઈને છોડીને, રાજસિંહાસન પર બેઠેલા ગુહની ઉપર જઈ પડ્યા. તેને થયું કે ગુહ ન હોત તો આજે દશ વરસે મને મારો ભાઈ પાછો મળ્યો હોત! તો આજે આ ભીલ રાજકુમાર રાજ ખોઈ બેસવાના ગુસ્સામાં ને દુઃખમાં મરત નહિ! માંડલિકે બહુ વાર સુધી નાના ભાઈની છાતી પર હાથ ફેરવ્યા કર્યો. પરંતુ હાય! પાંજરું મેલીને જેમ પંખી ઊડી જાય, તેમ એ ભીલ બાળકનું સુંદર શરીર છોડીને એનું પ્રાણપંખી ક્યારનું ઊડી ગયું હતું.

માંડલિક હવે એ ઘરમાં ઊભો રહી શક્યો નહિ. હાથમાં તલવાર લઈને એ ઝાંપો ઉઘાડી બહાર આવી

ઊભો. એનો જીવ રડી રડીને એને કહી રહ્યો હતો કે અરે ગુહ! તેં આ શું કર્યું? મારું રાજ લીધું, ગાદી લીધી, ભાઈ ભાઈમાં કજિયો કરાવ્યો! ગુહ, છેવટે તું જ મારો શત્રુ થયો?

એવામાં ત્યાં થઈને બે ભીલ બાલિકાઓ એક-બીજાના ગળામાં હાથ નાખીને વાતો કરતી ચાલી ગઈ. એક જણીએ કહ્યું: 'આહા! કેવો રૂપાળો રાજા!' બીજીએ કહ્યું: 'નવો રાજા મારો હાથ પકડીને જ્યારે નાચવા લાગ્યો, ત્યારે એનું મોં મને ચાંદા જેવું લાગ્યું!' માંડલિકે આ સાંભળી નિશ્વાસ નાખી કહ્યું: 'અરે! એટલી વારમાં તો મારી પ્રજાએ ઘરડા રાજાને, ફાટેલા ચીંથરાને ફેંકી પણ દીધો!' ભીલરાજાને થયું કે હવે દુનિયામાં મારું કોઈ નથી. તે શૂન્ય નજરે પૂનમના ચંદ્રમા ભણી જોઈ રહ્યો.

બરાબર એ વખતે કાળા ઘોડા પર સવાર થયેલા બે રાજપૂતો એની નજીક થઈને પસાર થઈ ગયા. એમાંના એકે કહ્યું: 'ભાઈ, આજે એવો શુભ દિવસ છે કે રાજકુમાર ભીલરાજાની ગાદી પર જ ચડી બેઠો હોત તો સારું થાત! યુવરાજના આસન ઉપર એ શું કરવા બેસી રહ્યો?' આના જવાબમાં બીજાએ કહ્યું: 'ગુહે પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં લગી ઘરડો રાજા

જીવતો છે ત્યાં લગી હું યુવરાજની પેઠે એના પગ આગળ જ બેસીશ.'

આ સાંભળી માંડલિકનું હૃદય આનંદથી ભરાઈ ગયું. તે હસીને મનમાં બોલ્યો : 'વાહ ગુહ! વાહ તારો પ્રેમ!'

એકાએક એ અંધારામાં એને કોઈનો નિશ્વાસ સંભળાયો. માંડલિકે પૂંઠળ ફરીને જોયું તો નાના ભાઈનો રાક્ષસી શિકારી કૂતરો એકલો અંધારામાં નિસાસા નાખતો હતો! આ જોઈ માંડલિકનું હૃદય ફાટી ગયું. 'ઓ ભાઈ!' કહી તે પથ્થર ઉપર પછાડ ખાઈને પડ્યો. પથરા સાથે અફળાવાથી ગુહની પેલી તલવાર, શિકારી કૂતરાના દાંતની પેઠે ભીલ-રાજાની છાતીમાં જોરથી ભોંકાઈ ગઈ. શિખરે શિખરે શિયાળવાંએ રુદન કરવા માંડ્યું : હાય હાય હાય! હાય હાય હાય! હાય હાય હાય!

બીજે દિવસે સવારે એક રાજપૂત પહાડ પર થઈને વીરનગર જતો હતો. રસ્તામાં એણે ભીલરાજાને લોહીમાં તરબોળ બની મરેલો પડેલો જોયો. એની છાતીમાં મહારાજ ગુહની તલવાર ભોંકાયેલી હતી! રાજપૂતે એ તલવાર હાથમાં લઈ ગુહની પાસે જઈને કહ્યું : 'મહારાજ આ શું કર્યું? આશરો આપનારા વિશ્વાસુ ભીલરાજાને મારી નાખ્યો?'

## ૨. ગુહાદિત્ય

ગુહે તરત જ તે રાજપૂતનું માથું કાપી નાખવાનો હુકમ કર્યો. પછી એ લોહિયાળ તલવાર કમરે બાંધી, બે હાથે આંખોના આંસુ લૂછી નાખી, ભાઈ-રાજાની સાથે, પોતાના પ્રાણથી પણ અધિક પ્રિય એવા માંડલિકને ચિતામાં પધરાવી, સૂર્યવંશનો રાજકુમાર ગુહ ભીલરાજાના સિંહાસન પર બેસી રાજ કરવા લાગ્યો.



## ૩

## બાપ્પાદિત્ય

[ ચિતોડ ]

ઘાસમાં પડેલો અગ્નિ જેમ શરૂઆતમાં ધીમે ધીમે જલે ને પછી એકદમ જોરથી ભભૂકી ઊઠે, તેમ ગુહની પછીથી રાજપૂતો ઉપરનો ભીલોનો ક્રોધ ધીરે ધીરે ધીમે ધીમે વધતો વધતો એક દિવસ ખાઉં ખાઉં કરતો વનેવનમાં ને પહાડેપહાડમાં દાવાનલની પેઠે ફરી વળ્યો.

ગુહનું રૂપાળું મુખ, અપાર દયા અને અજબ હિંમતની વાત યાદ કરીને ભીલો આઠ પેઢી સુધી રાજપૂત રાજાઓના બધા અત્યાચારો મૂગે મોઢે સહી રહ્યા. જો કોઈ રાજપૂત રાજા શિકારે જતાં રસ્તા પર ઊભેલા કોઈ ભીલના કાળા શરીરમાં ભાલો ઘોંચી એને લોહીલુહાણ કરી નાખતો, તોપણ એને થતું કે રાજા ગુહે એક દિવસ મારા જ વંશના એક માણસને વાઘના મોંમાંથી બચાવી આણ્યો હતો અને પોતાને

હાથે તેનો ઘા સાફ કર્યો હતો! કોઈ વખત કોઈ રાજકુમાર ગંમત ખાતર ગામનાં ગામ બાળી મૂકીને તમાશો જોતો, તો તેવે વખતે પણ આ ભીલોને પાછલી વાત યાદ આવતી કે એક વરસે દુકાળના દિવસોમાં રાજા ગુહે પોતાનો આખો રાજમહેલ અને ધાનના ભર્યા ભંડારો નિરાધાર દુઃખી રૈયતની ખાતર ખુલ્લા મૂકી દીધા હતા! સંજોગવશાત્ લડાઈમાં હાર થાય તો કોઈ કાયર યુવરાજ નિમકહરામ કહી ભાંડીને, ભીલ સેનાપતિઓનાં માથાં એક પછી એક હાથીના પગ તળે છૂંદાવી નાખતો; તેવે વખતે પણ આખી ભીલસેના આંખનાં આંસુ લૂછી નાખી, રાજા ગુહને યાદ કરી કહેતી : ' હાય રે હાય! રાજા ગુહ હતા ત્યારે તેઓ અમારા પર ભાઈના જેવું વહાલ રાખતા, માની પેઠે અમને સાચવતા, અને પોતે વીરની પેઠે અમારા મોખરે રહેતા. '

આવા અવિચારો થતા હતા, અને આવું અપમાન થતું હતું, છતાં એ વફાદાર ભીલ પ્રજાનો ભોળો જીવ આઠ પેઢી સુધી વફાદારી અને રાજભક્તિથી ભરપૂર રહ્યો! પરંતુ જ્યારે બાપ્પાદિત્યના પિતા નાગાદિત્યે રાજગાદી પર બેસીને ઘોર અત્યાચાર કરવા માંડ્યા, જ્યારે ગરીબ રૈયતનાં ગામડાં બાળીને, ખેતરો ઉજ્જડ કરીનેયે તેને સંતોષ થયો નહિ અને તેણે સેંકડો

સેંકડો ભીલ કન્યાઓને દાસી બનાવી રાજપૂતોનાં ઘરોમાં વહેંચવા માંડી, જ્યારે રોજ નવો નવો અત્યાચાર કર્યા વગર તેને ચેન પડતું નહિ અને જ્યારે એણે ભીલોને પ્રાણથીયે વહાલો એવો એમનો એકમાત્ર વિનોદ મૃગયા બંધ કરાવી દીધો, ત્યારે તેમની ધીરજનો બંધ તૂટી પડ્યો.

નાગાદિત્યે ભીલ રૈયત ઉપર મૃગયાબંધીનો આ નવો હુકમ લાગુ કરી આખી રાત સુખનાં સ્વપ્નાંમાં વિતાવી. સવારે ઊઠીને તેણે જોયું તો આકાશમાં વાદળાં હતાં, ઠંડો પવન વાતો હતો, ક્યાંય ધૂળ નહોતી, શિકારને યોગ્ય વાતાવરણ હતું. તરત જ નાગાદિત્ય હાથી સજ્જ કરી, લાવલશ્કર લઈને નીકળી પડ્યો. તે દિવસે રાજાની સાથે એકલા રાજપૂતો હતો. બધા ઘોડેસવાર બનીને નીકળ્યા હતા! ભીલના એક સાધારણ નાના છોકરાને પણ સવારીમાં સાથે જવાની મનાઈ હતી! શિકાર જોઈને ચિત્તો અને વાઘ જેમ પાંજરામાં ધમપછાડા કરે, તેમ આજે શિકારના દિવસે ઘરમાં ભરાઈ રહેવાનું થવાથી, ભીલોનો જીવ ઘરમાં તરફડતો હતો. એ જોઈ નિર્દય નાગાદિત્યનું મન આનંદથી નાચતું હતું.

મહારાજ નાગાદિત્ય લાવલશ્કર લઈને, ભેરી શરણાઈઓ વગડાવતા, હો હો અવાજ સાથે પહાડના

શિખર ઉપર ચડચા. વજાના જેવો ભયંકર એ ભેરીનો અવાજ સાંભળી, હર વખત પાડાઓ પાણીમાંથી નીકળીને ભાગવા માંડતા, વનમાં પંખીઓ માળા છોડી આકાશમાં ઊડતાં, હજારો હરણાં જીવ બચાવવા રસ્તો ભૂલી દોડતાં દોડતાં શિકારીની પાસે જ આવીને ઊભાં રહેતાં, ઊંઘતો સિંહ જાગી ઊઠતો, વાઘ ઘુઘવાટ કરતો, — કોઈ શિકારી હાથમાં ભાલો લઈને પાડાની પાછળ પડતો, કોઈ ખડ્ગ હાથમાં લઈ સિંહને પકડી પાડવા દોટ મૂકતો. પરંતુ આજે નાગાદિત્યે ઉપરાઉપરી ભેરી બજાવી, શિકારીઓનાં ટોળાંએ ઉપરાઉપરી બૂમો ને ચીસો પાડી, પરંતુ એ વિશાળ વનમાં એક પણ વાઘની ગર્જના સંભળાઈ નહિ, એક પણ પંખીની પાંખનો ફડફડાટ કે હરણની ખરીનો ખટખટ અવાજ સંભળાયો નહિ! જાણે આખો પહાડ ઊંઘતો હોય એવું લાગતું હતું. ગુસ્સાથી નાગાદિત્યની આંખો લાલ લાલ થઈ ગઈ તેણે લાવલશ્કરની સામે જોઈ કહ્યું: ‘ ઘોડા પાછા વાળો! હરામખોર ભીલડાઓ આ વનનાં તમામ પશુઓને બીજે તગડી ગયા છે. માટે ચાલો, આજે ગામે ગામે ઘેરે ઘેરે પશુઓ જેવા એ ભીલડાઓનો જ શિકાર કરીએ!’

મહારાજાનો રાજહસ્તી સૂંઢ હલાવી, કાન ફફડાવી, પહાડ ઉપર ઈડર તરફ ફરીને ઊભો. એની પીઠ ઉપર મૂકેલી સોનાની અંબાડી અને જરીની ગાદી હીરાની પેઠે ઝળહળી ઊઠી. તેની ચારે તરફ ઘોડેસવાર રાજપૂતોના

બસો ભાલા સવારના તડકામાં ઝગમગવા લાગ્યા. નાગાદિત્યે હુકમ કર્યો: 'ચલાવો!'

બરાબર એ વખતે કોણ જાણે ક્યાંથી ભીષણ ગર્જના કરી આખા પહાડને કંપાવતો, એક મોટો જબરો કાળો વાઘ જાણે કોઈ ભીલ સેનાપતિની પેઠે, એ જુલમી રાજાનો રસ્તો રોકી, પહાડના ખરબચડા રસ્તા પર, રાજહાથીની સામે આવીને ઊભો! નાગાદિત્ય આનંદમાં આવી જમણા હાથમાં ભાલો લઈને હાથીની પીઠ ઉપર તૈયાર થઈને બેઠો. પરંતુ તેના હાથનો ભાલો હાથમાં જ રહી ગયો. વનના અંધકારમાંથી એક કાળી પૂંછડીવાળું ભયાનક તીર, સનનન કરતું એની છાતીને. આ પારથી પેલી પાર વીંધી નાખીને ચાલ્યું ગયું. જુલમી નાગાદિત્યે ભીલોના હાથે પ્રાણ ખોયો. પછી તો ચારે તરફથી હજાર હજાર કાળા વાઘની પેઠે કાળા કાળા ભીલો ઝાડી ઝાડવાંમાંથી નીકળી પડ્યા. તેમણે રાજપૂતોના લોહીથી આખા પર્વતને લાલ રંગી નાખ્યો. એક પણ રાજપૂત જીવતો ગયો નહિ. એકમાત્ર સોનાના સાજવાળો મહારાજ નાગાદિત્યનો કાળો પહાડી ઘોડો અંધકારના સાગર જેવા ભીલોની સેનામાં થઈને વંટોળિયાની પેઠે મહેલ તરફ છટકી ગયો.

મહારાણી તે તેખતે ઇડરના કિલ્લાની અગાશીમાં રાજકુમાર બાપ્પાને ખોળામાં લઈ સમી સાંજની

હવા ખાવા નીકળી હતી, અને વખતોવખત મહારાજ જે પહાડ તરફ શિકાર કરવા જતા તે તરફ નજર નાખી રહી હતી. એવામાં ઓચિંતાનો પહાડમાંથી કોલાહલ સંભળાયો. પછી રાણીએ જોયું તો એ પહાડના રસ્તા પર, વનનું અંધારું ભેદીને મહારાજનો કાળો ઘોડો દોડતો દેખાયો. વંટોળિયાની પેઠે એ દોડતો કિલ્લા તરફ આવતો હતો. સેંકડો ભીલોએ એનો પીછો પકડ્યો હતો, કોઈના હાથમાં ભાલા હતા તો કોઈના હાથમાં તીર કામઠાં હતાં. રાણીએ જોયું તો કાળા ઘોડાના મોંમાંથી ધોળાં ફીણ નીકળીને ચારે તરફ મોતીની પેઠે વેરાતાં હતાં, અને એની છાતીમાંથી લોહીનો પ્રવાહ રસ્તાની ધૂળમાં રેલાતો હતો; પછી એણે જોયું તો આગના જેવું એક તીર આવ્યું અને એણે ઘોડાની કાળી કેશવાળી ભેદીને ધનુષના જેવી એની સુંદર ગરદન જોરથી વીંધી નાખી ઘોડાને ધરતી સાથે જડી દીધો! રાજાનો ઘોડો કિલ્લા ભણી મોં કરીને ધૂળમાં રગદોળાવા લાગ્યો! બરાબર એ વખતે મહારાણીના માથા પર થઈને સનનન કરતો એક ભાલો કિલ્લાની અગાશીમાં આવીને પડ્યો! રાજરાણી ઊંઘતા કુમાર બાપ્પાને પાલવમાં ઢાંકી એકદમ કિલ્લા પરથી નીચે ઊતરી ગઈ. ચારે તરફ હથિયારોનો ખડખડાટ, અને લડાઈની બૂમો સંભળાતી હતી.— સૂર્યદેવ માલિયા પહાડની પેલી તરફ આથમી ગયા.

એ રાત કેવી ભયાનક ! હતી ! એ માલિયા પહાડની ઉપર અસંખ્ય ભીલો હતા. તેમની સાથે થોડાક મૂઠીભર રાજપૂતો જુદ્ધ કરતા હતા અને અંધારા રાજભવનમાં નાગાદિત્યની વિધવા રાણી પાંચ વરસના કુમાર બાપ્પાને છાતીએ વળગાડી એકાંત ઓરડામાં ભરાઈ ગઈ હતી. તેણે કેટલીયે વાર નામ દઈ દઈને દાસીઓને બોલાવી — કોઈએ હોંકારો આપ્યો નહિ ! મહારાજના સમાચાર જાણવા તેણે કેટલીયે વાર કેટલાયે સેવકોને બૂમ પાડી પાડીને પૂછયું, પરંતુ એ બધાયે લડાઈમાં રોકાયેલા હતા, — બધા મહારાણીના ઓરડામાં થઈને દોડતા ગયા, પણ કોઈએ તેના શબ્દો સાંભળ્યા નહિ ! હવે રાણીએ વ્યાકુળ બની બાપ્પાને એક નાનકડા ઊંટના ધાબળામાં વીંટાળી દઈ, અંતઃપુરનો સુખડનો દરવાજો સોનાની ચાવી વડે ઉઘાડી, બહાર ડોકિયું કરીને જોયું. રાત અંધારી હતી, રાજનગરીમાં બધે અંધારું હતું, મોટી મોટી પાષાણની કમાનોમાં હાથીદાંતની કારીગરી-વાળા મોટા મોટા દરવાજા ઉઘાડા પડયા હતા ને ખાવા ધાતા હતા. આવડા મોટા રાજનગરમાં જાણે કોઈ જીવ ફરકતો નહોતો !

મહારાણી આભી બની એક હાથ વડે બાપ્પાને છાતીએ ભીડી રાખી, બીજા હાથમાં સોનાની ચાવીનો ઝૂમખો લઈને ઉઘાડા દરવાજામાં ઊભી રહી. એકાએક

એ અંધારામાં કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો. ચામડાના જોડાવાળા રાજપૂત વીરના પગનો એ ધમ ધમ અવાજ નહોતો, કે રૂપાનાં ઝાંઝરવાળા રાજદાસીના પગનો એ ખણુ ખણુ અવાજ નહોતો, કે લાકડાની પાવડીઓવાળા પચાસ વરસના વૃદ્ધ પુરોહિતના પગનો એ ખટખટ અવાજ નહોતો; — એ તો ચોરના જેવો, સાપના જેવો સરસર ખરખર અવાજ હતો! રાણીને બીક લાગી. જોતજોતામાં રાક્ષસના જેવો એક ભીલ સરદાર તેની સામે આવીને ઊભો.

રાણીએ પૂછ્યું : 'તું કોણ છે? શું જોઈએ છે તારે?'

ભીલ સરદારે વાઘની પેઠે ગર્જના કરીને કહ્યું : 'નથી ઓળખતી મને? હું પેલો ભીલ છું જેની છોકરીને તારા મહારાજાએ દાસી કરીને ચિતોડના રાજાને આપી દીધી છે. આજે હું રાજી થયો! — આ હાથે મેં નાગાદિત્યની છાતીમાં તીર માર્યું છે, અને આજે આ જ હાથે છોકરા સમેત એની રાણીને દાસીની પેઠે બાંધીને ઉપાડી જાઉં છું!'

મહારાણીનું આખું શરીર થર થર ધ્રૂજી ઊઠયું. 'ભગવાન! દયા કરો!' કહી એણે એ નક્કર સોનાની મોટી મોટી ચાવીઓનો ઝૂમખો જોરથી ભીલ સરદારના

કપાળમાં છુટ્ટો માર્યો. જંગલી ભીલ 'ઓ મા!' કરતો ચીસ પાડીને તૂટી પડ્યો. રાણી બાળક બાપ્પાને છાતીએ વળગાડી રાજધાનીમાંથી નીકળી ગઈ. એનો અડધો જીવ મહારાજ નાગાદિત્યને યાદ કરી હાહાકાર કરતો હતો, અને અડધો આ મહાવિપદમાં વહાલસોયા બાપ્પાને બચાવવા માટે વ્યાકુળ બની ગયો હતો.

રાણીએ ચાલવા માંડ્યું. પથરામાં પગ ફાટી ગયા. ઠંડીમાં હાથ ઠરી ગયા. અંધારામાં રહી રહીને રસ્તો ચૂકી જવાતો હતો. તોયે રાણી આગળ વધતી હતી. ક્યાં! ક્યાં! પહાડનો રસ્તો કોણ જાણે ક્યાં ચાલ્યો જતો હતો—રસ્તાનો કોઈ પાર આવતો નહોતો. રાણી કેટલુંયે ચાલી, તોયે રસ્તાનો અંત આવ્યો નહિ! એમ કરતાં સવાર થઈ, રસ્તાની બાજુમાં વીરનગરના એક બે બ્રાહ્મણોનાં ઘર દેખાવા માંડ્યાં. પહાડનો પવન બરફ જેવો ઠંડો હતો. પંખીઓ પણ હજી જાગ્યાં નહોતાં. એવે વખતે નાગાદિત્યની રાણીએ રાજપુત્ર બાપ્પાને ખોળે ઘાલીને એ વીરનગરની બ્રાહ્મણી કમલાવતીના ઘરનાં બારણાં ખખડાવ્યાં. આઠ પેઢી પહેલાં, એક દિવસ શિલાદિત્યની રાણી પુષ્પવતી લાડીલા કુમાર ગુહને આ વીરનગરની કમલાવતીના હાથમાં સોંપીને સ્વર્ગમાં સિધાવી હતી. આજે ફરી એ જ કમલાવતીના કુળના વૃદ્ધ રાજપુરોહિતના હાથમાં

## ૩. બાપ્પાદિત્ય

ગુહના વંશના ગિહલોટ રાજકુમાર બાપ્પાને સોંપીને નાગાદિત્યની રાણીએ ચિતાની આગમાં ઝંપલાવ્યું.

સવારે વૃદ્ધ પુરોહિતે રાજપુત્રને આશરો આપ્યો, અને તે જ દિવસે સાંજે એક ભીલની છોકરી બે નાના ભાઈઓને લઈને એ જ ઘરના આશરે આવી. એના જ પૂર્વપુરુષે એક દિવસ આગળ આવી પોતાની આંગળી છેદીને રાજપુત્ર ગુહના કપાળમાં રક્તનું રાજતિલક કર્યું હતું. — આજે રાજપૂત રાજા ગયો, ને એની સાથે એનું પણ બધું ગયું. બળવાખોર ભીલોએ એનાં પણ ઘરબાર સળગાવી મૂકી એમને ત્રણેને પહાડ પરથી કાઢી મૂક્યાં હતાં. રાજપુરોહિતે એ ત્રણ ભીલો અને રાજકુમાર બાપ્પાને લઈને વીરનગર છોડી ભાંડીરના કિલ્લામાં યદુવંશના એક બીજા ભીલના રાજમાં થોડો સમય વિતાવ્યો. પરંતુ ત્યાં પણ ભીલ રાજા હતો, ત્યાં પણ બીક હતી. — ક્યારે કઈ ઘડીએ કયો ભીલ નમાયા બાપ્પાનું ખૂન કરી બેસે કંઈ કહેવાય નહિ ! અને બ્રાહ્મણે તો મહારાણીની આગળ પ્રતિજ્ઞા કરી હતી કે, વિપતમાં આફતમાં હું નિરાધાર બાપ્પાનું રક્ષણ કરીશ ! તેથી ભીલરાજ્ય છોડી, બધાંને લઈ તે નગેન્દ્રનગરમાં ગયો. એક તરફ સમુદ્રનાં ત્રણ મોજાં જેવો ત્રિકૂટ પહાડ હતો, અને બીજી તરફ વાદળાંના જેવું ગાઢ અંધકારભર્યું પરાશર વન હતું. વચમાં નગેન્દ્રનગર હતું. નજીકમાં સોલંકી વંશના કોઈ

રાજપૂત રાજાનું રાજભવન હતું. વૃદ્ધ બ્રાહ્મણે એ નગેન્દ્રનગરમાં બ્રાહ્મણવાડામાં ઘર બંધાવ્યું. પેલી ભીલની છોકરી એના ઘરનું તમામ કામ કરવા લાગી, અને રાજપુત્ર બાપ્પા પેલા બે ભીલ ભાઈઓ,— વાલિયો અને દેવો —ની સાથે ખેતરોમાં અને વનમાં ગાયો ચરાવતો ફરવા લાગ્યો અને ભરવાડના છોકરાઓની સાથે ભરવાડની પેઠે ખેલવા લાગ્યો. રાજપુરોહિતે કોઈને કહ્યું નહિ કે બાપ્પા રાજાનો કુંવર છે. પરંતુ તેણે બાપ્પાનો પરિચય આદિથી અંત સુધી પોતાના હાથે લખીને એક તાંબાના માદળિયામાં લખીને, માદળિયું બાપ્પાની ડોકે બાંધી દીધું હતું.— વખતે કોઈ ભીલ બાપ્પાને ઓળખી જાય એવી તેને સતત બીક રહ્યા કરતી હતી.

ધીમે ધીમે બાપ્પા મોટો થયો. ખેતરોમાં ખુલ્લી હવામાં દોડાદોડી કરીને, અને પહાડો ઉપર ચડીઊતરીને રાજપુત્ર બાપ્પાનું સુંદર શરીર વખત જતાં લોઢાના જેવું મજબૂત બની ગયું. હવે તે ગાંડા પાડાને એક હાથે અટકાવી રાખી શકતો, ગોવાળના છોકરાઓ બાપ્પા રાજપુત્ર છે એવું નહોતા જાણતા તોયે રાજાથી બીતા તેમ એનાથી બીતા હતા અને એના તરફ ભક્તિભાવ રાખતા તથા એની સેવા કરતા હતા. આ જોઈ બ્રાહ્મણ ખૂબ નિશ્ચિંત થયો. હવે એણે બાપ્પાના શરીરની સાથે એના મનને પણ ઘડવા માંડ્યું.

તે દરરોજ સાંજે એકલો ઘરમાં બાપ્પાને પાસે બેસાડી તેને માલિયા પહાડની, પેલા ભીલ બળવાની, રાણી પુષ્પવતીની, મહારાજ શિલાદિત્ય, રાજકુમાર ગુહ અને તેના પ્રિય મિત્ર માંડલિકની વાતો કહેતો. એ સાંભળી કોઈ વખત બાપ્પાની આંખમાં આંસુ આવતાં, તો કોઈ વખત ગુસ્સાથી તેનું મોં લાલ થઈ જતું; તો કોઈ વખત બીકથી તેનો જીવ ગભરાતો. કોઈ કોઈ વખત બાપ્પા સૂરજના રથનાં અને પહાડ પર ચાલતી ભીલની લડાઈનાં સ્વપ્નાં જોતો આખી રાત જાગતો. તેને મનમાં થતું કે હું પણ કોઈ વખત રાજા થઈશ ને લડાઈ કરીશ!

આવી રીતે દિવસો વીતતા હતા. એવામાં એક દિવસ શ્રાવણ મહિનામાં નવું ઊગેલું કૂણું ઘાસ ચરવા ગાયને છૂટી મૂકી દઈ બાપ્પાદિત્ય વનમાં એકલો રખડતો હતો. તે દિવસે રાસપૂર્ણિમાનો દિવસ હતો. રાજપૂતોનો એ મહા આનંદનો દિવસ હતો. નગેન્દ્ર-નગરના રાજપૂત રાજાના રાજભવનમાં મેળો ભરાવાનો હતો તેથી વહેલી સવારથી ગોવાળિયાઓ નવાં નવાં લૂગડાં પહેરીને એ મેળો જોવા ઊપડ્યા હતા. કોઈએ નાનાં ભાઈબહેનોને તેડ્યાં હતાં, તો કોઈએ ખાંધે દહીંની મટકી લીધી હતી. કોઈ મોજ કરવા ગયા હતા, તો કોઈ કમાવા ગયા હતા. આખા વનમાં બાપ્પા

એકલો હતો. એના પાકા ગોઠિયા પેલા બે ભીલ ભાઈઓએ — વાલિયા અને દેવાએ — બહેનની પાસે આગ્રહ કરાવીને બાપ્પાને કેટલીયે વાર કહ્યું કે 'ભાઈ, તારે રાજભવનમાં નથી આવવું?' બાપ્પાએ માથું હલાવીને એકનો એક જવાબ દીધો: 'ના, મારે નથી આવવું.' કદાચ તેના મનમાં એવું હશે — મારે નથી ભાઈ, નથી બહેન, નથી મા! હું કોનો હાથ પકડીને, કોની સાથે, કયા આનંદે મેળો જોવા જાઉં? પરંતુ જ્યારે વાલિયો અને દેવો ભીલડી બહેનની સાથે હસતા હસતા ચાલ્યા ગયા, જ્યારે સવારનો તડકો વાદળાંમાં લપાઈ ગયો, જ્યારે બાપ્પાની એકની એક ગાય ચરતી ચરતી એક પછી એક ખેતર વટાવતી વનરાવનમાં અદૃશ્ય થઈ ગઈ; જ્યારે વનમાં એકદમ ચૂપકીદી ફેલાઈ ગઈ, માત્ર વચમાં વચમાં તમરાંનો ઝીણો અવાજ અને પાંદડાનો ફડફડ અવાજ એકલો બાકી રહ્યો હતો, ત્યારે બાપ્પાને ખૂબ એકલવાયું લાગવા માંડ્યું. હવે તેણે ઉદાસ ચિત્તે ભીલડી બહેનના મોઢે સાંભળેલું ભીલ રાજઅમલનું એક પહાડી ગીત એક નાનકડી વાંસળીમાં વગાડવા માંડ્યું. એ ગીતનો અર્થ ન સમજાયો, પણ હાલરડાની પેઠે તેનો ધીંગો સૂર ચોમાસાના દિવસોમાં ભીની હવાની સાથે ભળેલા સ્વપ્નની પેઠે બાપ્પાની ચોતરફ તરવા લાગ્યો. આજે જાણે તેના મનમાં સ્મૃતિઓ જાગવા માંડી — પેલી પશ્ચિમ દિશામાં

## ૩. બાપ્પાદિત્ય

જ્યાં વાદળાંના ખોળામાં સૂરજનાં કિરણો સંતાકૂકડી રમે છે, જ્યાં કાળાં કાળાં વાદળાં દીવાલની પેઠે એક ઉપર એક ખડકાયેલાં છે, ત્યાં એ અંધારા આકાશની હેઠળ, એક કાળે મારું ઘર હતું. એ ઘરની અગાશીમાં ચંદ્રમાના અજવાળામાં હું માનો હાથ પકડીને આંટા મારતો હતો. એ ઘર કેવું રૂપાળું હતું! એ ચાંદની કેવી સરસ હતી! માનું મોં કેવું હસું હસું થતું હતું! ત્યાં લીલા ઘાસમાં હરણાંનાં બચ્ચાં દોટ દેતાં; ઝાડ ઉપર પોપટ પંખી આવીને બેસતાં; પહાડના આખા શરીર ઉપર ફૂલના ગોટેગોટા ઊગી નીકળતા—આહા! શો સુંદર એનો રંગ! કેવી મજા! બાપ્પા ભીની આંખે વાદળાં સામે જોતો જોતો એ ભીલગીત વાંસળીમાં વગાડવા લાગ્યો, અને વાંસળીનો કરુણ સૂર રડું રડું થઈને, થથરતો થથરતો, એક વનમાંથી બીજા વનમાં પ્રસરવા લાગ્યો.

આજે રાસપૂર્ણિમા હતી, આનંદનો દિવસ હતો. બાપ્પા ફરતો હતો તે જ વનમાં, આજે સોલંકીવંશના રાજાની કુંવરી સખીઓની સાથે ક્રીડા કરવા નીકળી હતી. રાજકુંવરીએ કહ્યું: 'સાંભળો, સખીઓ! વનમાં ગોવાળરાજા વાંસળી બજાવી રહ્યો છે!'

સખીઓએ કહ્યું: 'ચાલો બહેન, બધાં ભેગાં થઈને ચંપાની ડાળે હીંચકો બાંધી હિંડોળો હિંડોળો રમીએ!'

પણ હીંચકો બાંધવાનું દોરડું કોઈની પાસે નહોતું! વૃંદાવન જેવું એ ગહન વન હતું, ચોમાસાના આકાશમાં ધીરે ધીરે મેઘ ગાજતો હતો, દૂરથી ગોવાળરાજની વાંસળીનો મધુર અવાજ આવતો હતો, અને સરખી સાહેલીઓની સાથે રાધાસમ રૂપાળી રાજકુંવરી હતી — બધું જ આજે જુગજુગાન્તર પહેલાંના વૃંદાવનમાં કૃષ્ણરાધાના પહેલા હિંડોળા જેવું હતું! આવો દિવસ એકમાત્ર મામૂલી દોરડું ન મળવાના કારણે નકામો જાય એ કેમ પોસાય? રાજકુંવરી ગાલે હાથ દઈને વિચાર કરવા બેઠી. વળી પાછી પેલી વાંસળી, પંખીના ગાનની પેઠે, વનના એક છેડાથી બીજા છેડા સુધી આનંદનો પ્રવાહ વહેવડાવતી વાગવા મંડી! રાજકુંવરીએ હાથમાંથી હીરાજડિત કંકણ ઉતારી સખીના હાથમાં મૂકી કહ્યું: ‘જા બહેન, આ આપીને એ ગોવાળિયાની પાસેથી દોરડું લઈ આવ!’

રાજકુંવરીની સખી હીરાજડિત કંકણ લઈને બાપ્પાની પાસે જઈને બોલી: ‘આ કંકણ લઈને રાજકુંવરીને એક દોરડું આપશો?’

બાપ્પાએ હસતાં હસતાં કહ્યું: ‘આપું, પણ રાજકુંવરી મને પરણે તો!’

એ દિવસે, એ નિર્જન વનમાં રાજકુંવરીના હાથમાં પેલું હીરાનું કંકણ પહેરાવી દઈ, રાજકુંવર બાપ્પા

ચંપાની ડાળે ઝૂલો બાંધીને રાજકુંવરીનો હાથ પકડીને બેઠો. સખીઓ બધી હીંચકામાં બેઠેલાં વરકન્યાને ઘેરીને, ગોળ કૂંડાળે ફરવા લાગી, ને હિંડોળાનું ગીત ગાવા લાગી : 'આજ મારે આનંદ રે ! આજ મારે આનંદ રે !'

રમત પૂરી થઈ. સાંજ પડી, રાજકુંવરી વનના ગોવાળને વરીને રાજભવનમાં પાછી ફરી. અને બાપ્પા ફૂલે ફૂલે સોહામણા ચંપાની નીચે બેસીને રાસપૂર્ણિમાના ચંદ્રમાની સામે મીટ માંડી વિચાર કરવા લાગ્યો. 'આજ મારે આનંદ રે ! આજ મારે આનંદ રે !'

એકાએક પૂરવનો વાયરો વાયો, અને ઝાડનાં પાંદડાંને કંપાવી, ફૂલની સુગંધ વેરી, સૂસૂ કરતો એ પશ્ચિમ તરફ ચાલી ગયો. એની સાથે સાથે ટપ ટપ કરતાં વરસાદનાં બે ફોરાં ચંપાનાં લીલાં પાંદડાંની ઉપર ખર્યાં. બાપ્પાએ આકાશ ભણી નજર કરી જોયું તો આથમણી દિશાએથી ઘનઘોર કાળું વાદળું ધીરે ધીરે પૂરવ તરફ ચડતું હતું, અને રહી રહીને વાદળાંનો ગડગડાટ થતો હતો તથા વીજળી ચમકતી હતી. એ એકદમ ઊભો થઈ ગયો. ઘેર જવાનો વખત થયો છે એ તેને યાદ આવ્યું. દૂધના જેવી ધોળી એની ધવલી ગાય વનમાં છૂટી ફરતી હતી. ચંપાની ડાળે બાંધેલું દોરડું છોડી એ ધવલી ગાયને શોધવા નીકળ્યો. તે વખતે ચારે કોર

અંધારું હતું. ઝાડોમાં કોઈ કોઈ વખત આગિયાતાગિયા હીરાની પેઠે ઝગમગતા હતા, અને ઠેકઠેકાણે ભીની ધરતીની કોમળ ગંધથી વનરાવન ભરાઈ જતું હતું. બાપ્પા એ અંધારા વનના મારગ પર ધવલીની શોધમાં ફરવા લાગ્યો. અચાનક એક જગાએ, નેતરના ગાઢ વનમાં બાપ્પાએ જોયું તો એક તેજસ્વી ઋષિ ધ્યાનમાં બેઠેલા હતા; ઋષિની બરાબર સામે મહાદેવના નંદીની પેઠે એની ધવલી ગાય ચુપચુપ ઊભી હતી, અને એ ધવલી ગાયનું ખડી જેવું દૂધ અમૃતની પેઠે એક શ્વેત પથ્થરના શિવના મસ્તક ઉપર એની મેળે ઝરતું હતું! બાપ્પા આભો બની એ જોઈ રહ્યો.

થોડી વારમાં ધ્યાન ભંગ થતાં મહર્ષિની આંખો સવારના પહોરમાં પદ્મની પાંખડીઓ ઊઘડે તેમ ધીરે ધીરે ઊઘડી. મહર્ષિએ મહાદેવને પગે લાગી એક અંજલિ દૂધનું પાન કર્યું. પછી બાપ્પાની સામે જોઈ તેમણે કહ્યું: 'બેટા, હું મહર્ષિ હારિત છું. હું તને આશીર્વાદ આપું છું કે તું ચિરંજીવ થા, ને ધરતીનો રાજા થા!' તારી ધવલીના દૂધનું પાન કરીને આજે હું ખૂબ સંતુષ્ટ થયો છું. આજે મારો મહાપ્રસ્થાનનો દિવસ છે. આ છેલ્લા દિવસે તને બીજું તો શું આપું? પણ લે, આ માતા ભવાનીની તલવાર છે, અને આ અક્ષય ધનુષબાણ છે. આ તલવારથી પહાડો પણ ફાટી જશે, અને આ ધનુષબાણ ધરતી પર તારો જયડંકો

વગડાવશે — એ હું તને આપું છું. વળી, બેટા, ભગવાન એકલિંગની આ શ્વેત પથ્થરની મૂર્તિ તું તારી પાસે રાખ, સર્વદા એની પૂજા કરજે. આજથી તું એકલિંગનો દીવાન કહેવાશે. તારા વંશના બધા રાજાઓ આ નામ ધારણ કરીને ગાદીએ બેસશે!'

પછી પોતાના હાથે બાપ્પાના ગળામાં ચામડાનો પટો પહેરાવી દઈને મહર્ષિ હરિત ફરી સમાધિમાં બેઠા. જોતજોતામાં તેમનું પવિત્ર શરીર અગ્નિની પેઠે ભકભક કરતું ભસ્મ થઈ ગયું. બાપ્પા કમરે તલવાર, હાથમાં ધનુષબાણ, અને માથા પર એકલિંગની મૂર્તિ લઈને ધવલી ગાયની પાછળ પાછળ ચાલી નીકળ્યો. દેવતાનાં દુંદુભિની પેઠે, આકાશમાં વાદળાં ગડગડ ગડગડ વાગવા લાગ્યાં.

તે વખતે સવાર થઈ ગઈ હતી. મેળો પૂરો થતાં સૌ થાક્યાંપાક્યાં પોતપોતાને ઘર પાછાં ફરતાં હતાં. બાપ્પા પણ એ બધાંની સાથે ઘેર પાછો ફર્યો.

થોડા દિવસમાં બાપ્પાને નગેન્દ્રનગર છોડીને જવું પડ્યું. રાસપૂર્ણિમાને દિવસે રમતમાં રાજકુંવરીએ બાપ્પાની સાથે લગ્ન કર્યાં, તે પછી, પરદેશથી રાજકુંવરીના લગનનું માગું લઈને એક બ્રાહ્મણ રાજસભામાં આવી ઊભો. તે જ દિવસે સાંજે નગેન્દ્રનગરમાં વાત ફેલાઈ કે બ્રાહ્મણે રાજકુંવરીનો હાથ

જોઈને કહી આપ્યું છે કે કોઈ પરદેશીની સાથે એનાં લગ્ન થઈ ગયાં છે. એટલે એ વિદેશીની શોધમાં રાજાના અનુચરો છૂટયા છે — રાજાએ એનું માથું કાપી લાવવાનો હુકમ કર્યો છે. આ સાંભળી બાપ્પાનું મન ચંચળ બની ગયું. આખી રાત વિચાર કરવામાં કાઢી. સવારમાં વહેલો ઊઠી, એણે દેશ છોડી જતા રહેવાનો સંકલ્પ કર્યો. જતી વખતે બાપ્પાએ પોતાના પાલકપિતા પંચાશી વરસના પેલા રાજપુરોહિતની આગળ બધી વાત ખોલીને કહી દીધી. પછી તેણે કહ્યું: ' પિતા, મને રજા આપો ! હવે હું મોટો થયો છું. મારી ખાતર તમારે હેરાન થવું પડે તે ઠીક નહિ ! '

બ્રાહ્મણે કહ્યું: ' બેટા, તું કોણ છે તેની તને ખબર નથી. તું રાજપુત્ર છે. તારી મા મને મારા હાથમાં સોંપીને સ્વર્ગે ગઈ છે. હું તને આજે આવડી નાની ઉંમરે, એકલો ભિખારીની પેઠે કેવી રીતે જવા દઈ શકું ? '

પછી બાપ્પાએ તેને માતા ભવાનીની તલવાર અને અક્ષય ધનુષબાણ બતાવીને કહ્યું: ' પિતા, હું જ્યાં જઈશ ત્યાં આ મારી સાથે હશે. ભગવાન એકલિંગજી મને સહાય કરશે. '

હવે બ્રાહ્મણે આનંદમાં આવી બે હાથ ઊંચા કરી તેને આશીર્વાદ આપતાં કહ્યું: ' જા, બેટા ! તું રાજાનો બેટો છે, અને રાજાની પેઠે તારા હાથમાં

ધનુષબાણ પણ આવ્યાં છે! હું વૃદ્ધ બ્રાહ્મણ તને આશીર્વાદ આપું છું કે તું પૃથ્વીપતિ થા. જો કદી કોઈ તારું કુળ પૂછે તો તારા ગળાનું આ માદળિયું ખોલીને કેવા પવિત્ર કુળમાં તારો જન્મ થયો છે, અને તારા વડવાઓએ કયા રાજસિંહાસનને શોભાવ્યું છે તે બતાવજે. જા, બેટા! સુખી થા!'

બ્રાહ્મણની પાસે વિદાય લઈ બાપ્પા ભીલણ બહેનની પાસે વિદાય લેવા ગયો, પણ ત્યાંથી વિદાય લેવાનું કામ એટલું સહેલું નહોતું. ખૂબ રડારોળ પછી ભીલડી બહેને કહ્યું: 'બાપ્પા! જો જવું જ હોય તો તારા આ બે ભાઈઓ વાલિયાને અને દેવાને તારી સાથે લઈ જા! તને એકલો જવા દેતાં મારો જીવ તરફડે છે!' તે પછી ત્રણેને ત્રણ ત્રણ રોટલા બંધાવી ભીલણ બહેને ત્રણે ભાઈઓને વિદાય આપી. બાપ્પા વાલિયાને અને દેવાને સાથે લઈને ગહન વનમાં ચાલ્યો ગયો. ત્યાં જબરદસ્ત પાષાણના થાંભલાની પેઠે મોટાં તોતિંગ ઝાડો આકાશને અડીને ઊગ્યાં હતાં, ક્યાંક ક્યાંક મોર અને ઢેલ ઊડી ઊડીને વનને અજવાળી રહ્યાં હતાં, ક્યાંક બકરાને આખો ને આખો ગળી જઈને મોટો રાક્ષસી અજગર સ્થિર થઈને પડ્યો હતો, ક્યાંક વાઘની ગર્જના સંભળાતી હતી, તો ક્યાંક પંખીઓનો કલરવ સંભળાતો હતો. એક જગાએ લીલા ઘાસમાં સોનાનો તડકો હતો, તો બીજી જગાએ કાજળકાળો

અંધકાર હતો. વાલિયાને અને દેવાને સાથે લઈને બાપ્પા વનની મનોહર શોભા જોતો, અનેક મુશ્કેલીઓ વટાવતો, હાથમાં ભવાનીની તલવાર લઈને બેફિકર જતો હતો.

એ વિશાળ પરાશરવન પાર કરતાં તેને ત્રણ દિવસ અને ત્રણ રાત થઈ. એ ત્રણ દિવસો રાજકુંવર બાપ્પાએ ભીલડી બહેને બંધાવેલ ત્રણ રોટલા ખાઈને કાઢ્યા. તે પછી એક પછી એક ગામ વટાવતો ને એક પછી એક દેશ વટાવતો બાપ્પા, કેટલાંય ચોમાસાં અને કેટલાય શિયાળા પૂરા કરીને મેવાડમાં મૌર્યવંશી રાજા માનની રાજધાની ચિતોડ નગરીમાં આવી પહોંચ્યો. તે વખતે ત્યાં મુસલમાનોની સાથે લડાઈની ભારે તૈયારીઓ ચાલી રહી હતી. હાથી અને ઊંટ ઉપર દારૂગોળો, અનાજ અને તંબૂઓ લદાતા હતા; ગાડાંમાં હથિયારો ભરાતાં હતાં, મોટાં મોટાં પીપોમાં પીવાનું પાણી ભરાતું હતું, અને ઘીના ગાડવા સંઘરાતા હતા. જ્યાં જુઓ ત્યાં વાટે ને ઘાટે રાજપૂત સિપાઈઓ માથા પર પાઘડી બાંધી, હાથમાં ભાલો લઈ સજ્જ થઈને ફરતા હતા. ચારે તરફ રાજાના જાસૂસો મુસલમાનોની શોધમાં ફરતા હતા. મહારાજા માન પોતે સામંતોની સાથે ઘોડા પર ચડીને લડાઈની તૈયારીઓ જોવા ફરતા હતા. ચારે તરફ ધમાલ મચી ગઈ હતી.

## ૩. બાપ્પાદિત્ય

આવી ધમાલ, આટલાં બધાં માણસો, આવડું મોટું શહેર, અને આવાં મોટાં પથ્થરનાં મકાનો બાપ્પાએ આ પહેલાં કદી જોયાં નહોતાં. નગેન્દ્ર-નગરમાં મકાનો હતાં, પણ એની દીવાલો ઇંટચૂનાની હતી. ત્યાં પણ મંદિરો હતાં, પણ બહુ નાનાં! બાપ્પા આભો બની રસ્તામાં એક કોરે ઊભો રહ્યો; વાલિયો અને દેવો મોટા પહાડ જેવા હાથી જોઈને મોં વકાસી ઊભા રહ્યા. એવામાં રાજા માન ઘોડા પર ચડીને ત્યાં આવી પહોંચ્યા. સફેદ ઘોડાનો સોનાનો શણગાર ધૂળમાં રગદોળાતો હતો, માથા ઉપર રાજ-છત્ર ઝળહળતું હતું. બે બાજુએ બે માણસો મોર-પંખા વડે વા નાખતા હતા! બાપ્પાને થયું કે રાજાની મુલાકાત કરવાની અત્યારે ખરી તક છે. તરત જ વાલિયા અને દેવાનો હાથ પકડી તે રસ્તાની વચમાં આવી ભવાની તલવાર માથે અડકાડી રાજાને પ્રણામ કરી ઊભો.

રાજા માને પૂછ્યું: 'તું કોણ છે? તારે શું જોઈએ છે?'

બાપ્પાએ કહ્યું: 'હું રાજપૂત રાજાનો કુંવર છું. આપના આશરે રાજાની પેઠે રહેવા આવ્યો છું.'

રાંકા રાજાનો કુંવર આવો રાંકા જેવો! ચારે તરફ મોટા મોટા સરદારો હોઠ દાબી હસવા લાગ્યા.

પરંતુ રાજા માન બાપ્પાનું કદાવર શરીર, રૂપાળું મુખ, અક્ષય ધનુષબાણ અને પેલી ભવાની તલવાર જોઈને સમજી ગયા હતા કે આ કોઈ ભાગ્યશાળી વીર પુરુષ છે, અને ભગવાને દયા કરીને મુસલમાનોની સામે લડવા એને મારી પાસે મોકલ્યો છે. તરત માન રાજાએ પોતાની જરીની શાલ બાપ્પાને ઓઢાડી દઈ એક કાળો ઘોડો તેને બેસવા માટે ભેટ આપ્યો.

બાપ્પાએ કહ્યું : ‘ મહારાજ ! મારા આ ભીલ ભાઈઓને પણ ઘોડા આપો ! ’ પછી વાલિયા અને દેવાને ઘોડેસવાર કરી, બાપ્પા પેલા કાળા ઘોડા પર સવાર થઈ ગયો. તમામ સૈન્ય સામંતો અને સેનાપતિઓની વચ્ચે બાપ્પાનું કદાવર શરીર, સમુદ્રમાં પહાડ ઊભો હોય તેમ, બે હાથ ઊંચું દેખાતું હતું. એ જોઈ લોકો કહેવા લાગ્યા : ‘ હં, આનું નામ વીર ! જેવો ચહેરોમોરો છે, તેવું શરીર છે. ’ ચારે તરફ એની વાહવાહ થઈ રહી. માત્ર રાજાના સેનાપતિઓ આ ભિખારીના માથા પર રાજાની પ્રીતિ વરસતી જોઈ, મનમાં મનમાં રાજાની ઉપર ગુસ્સે થયા. રાજા રોજ રોજ બાપ્પા તરફ વધારે ને વધારે હેતની નજરે જોતો, ને તેને વધારે ને વધારે માન આપતો. એ જોઈ સેનાપતિઓનાં મન ઈર્ષાથી બળવા લાગ્યાં.

એમ કરતાં મુસલમાનોની સામે લડવાનો દિવસ આવી પહોંચ્યો. એ દિવસે રાજસભામાં દેશવિદેશના તમામ સામંત રાજાઓએ, તમામ બુઢ્ઢા સેનાપતિઓએ એકમત થઈ રાજાની સામે ઊભા રહીને જાહેર કર્યું: ' મહારાજ ! અમે ઘણી વખત ઘણાં યુદ્ધોનાં આપને માટે જીવ આપવા ગયા છીએ, એમ સમજીને કે આપને અમારા પર પ્રેમ છે, આપને અમારા પર વિશ્વાસ છે. પરંતુ આજે મહારાજે એ પ્રેમને વિસારે મેલી, એક રખડુ ભિખારીને અમારા બધાના કરતાં ઊંચા આસન પર બેસાડ્યો છે. આજે એ બાપ્પા આપના જીવ કરતાં આપને વધારે વહાલો છે, બધા કરતાં આપને એનામાં વધારે વિશ્વાસ છે. એટલે હવે અમારું કામ શું છે? બાપ્પાને જ આ લડાઈમાં સેનાપતિ બનાવીને મોકલો. અમારી બહાદુરી તો આપે ઘણી વખત જોઈ છે, હવે આ નવો સેનાપતિ કેવું જુદ્ધ કરે છે એ જુઓ ! '

મહારાજા માન પોતાના વફાદાર રાજભક્ત સરદારોને મોઢે આવી નિર્દય વાત સાંભળીને માથા પર જાણે વીજળી પડી હોય તેમ સ્તબ્ધ બની ગયા. તેમના મોંમાંથી એક હરફે નીકળ્યો નહિ. પછી એ વિરાટ રાજસભામાં, આ બળવાખોર સરદારોની વચમાં પંદર વરસનો વીર બાપ્પાદિત્ય ઊભો થઈને બોલ્યો : ' મહારાજ ! આજે રાજસ્થાનના મુખ્ય મુખ્ય સરદારો આ રાજસભામાં ઊભા થઈને અરજ કરે છે કે આ

વિપદવેળાએ બાપ્પાને સેનાપતિ બનાવીને લડવા મોકલો, તો ભલે આપ તેવો હુકમ કરો!'

રાજા માને હતાશ ભાવે ચારે તરફ જોયું, પછી તૂટતે અવાજે કહ્યું: 'ભલે એમ!'

તે પછી એક તરફ થઈને મૂર્છા પામેલો રાજા માન નોકરના ખભાનો ટેકો લઈને અંતઃપુરમાં ગયો, અને બીજી તરફથી બાપ્પાદિત્ય સેનાને સજ્જ કરવા નીકળ્યો.

બળવાખોર સરદારોનાં માથાં શરમથી ઢળી પડ્યાં. તેમણે તો ધાર્યું હતું કે પંદર વરસનો છોકરો બાપ્પા લડાઈમાં જવાનું નામ પડતાં બી જશે, અને ભરી સભામાં અપમાનિત થશે.

પરંતુ જ્યારે એ વીર બાળકે હસતે મોઢે, હિંમતથી આ ભયાનક લડાઈનો ભાર રાજાની પાસેથી માગીને પોતાના માથા પર લીધો, ત્યારે તેમની નવાઈનો પાર રહ્યો નહિ. પરંતુ તેઓ વધારે નવાઈ પામ્યા જ્યારે બાપ્પા — જેને તેઓ એક દિવસ રખડતો ભિખારી કહીને મોં મચકોડતા હતા — એ પંદર વરસનો કુમાર બાપ્પા, લડાઈમાં જીતીને, લાખ લાખ લોકોના આશીર્વાદો ઝીલતો, ગગનભેદી જયજયકાર સાથે, એક દિવસે, શુભ મુહૂર્તે, આખા રાજસ્થાનના રાજમુકુટ સમાન રાજપૂતોની રાજધાની ચિતોડ નગરીમાં પાછો આવ્યો ત્યારે! તે દિવસે આખા રાજસ્થાનમાં અપૂર્વ આનંદ ઉત્સાહ ફેલાઈ ગયો હતો!

## ૩. બાપ્પાદિત્ય

નવો સેનાપતિ બાપ્પા આખા રાજસ્થાનને ભયંકર મુસલમાનોના હાથમાંથી બચાવી જે દિવસ ચિતોડ નગરીમાં પાછો આવ્યો, તે જ દિવસે રાજા માનના ઘરડા ઘરડા સરદારો ખિન્ન બની રાજસભા છોડીને જતા રહ્યા. મહારાજા માને તેમને પાછા વાળવા કંઈ કેટલાયે પ્રયાસો કર્યા, કેટલીયે આજીજીઓ કાકલૂદીઓ કરી, છેવટે તેમને સમજાવવા તેણે રાજગુરુને સુધ્ધાં તેમની પાસે મોકલ્યા, પણ કશાનું કંઈ ફળ આવ્યું નહિ. સરદારોએ કહેવડાવ્યું કે 'અમે મહારાજનું નિમક ખાધું છે, એટલે એક વરસ લગી તમારી સામે શત્રુવટ નહિ કરીએ, પણ વરસ પૂરું થતાં તમારી સામે મેદાને પડીશું.'

એ એક વરસ કેટલાં કાવતરાં અને કેટકેટલા કાવાઓમાં પસાર થયું! એક વરસ પછી એ બળવાખોર સરદારોની ખોટી શિખામણથી રાજા માનને ઓળખવામાં બાપ્પાએ ભૂલ કરી. સરદારોનો સેનાપતિ બની એ રાજા માનની સામો થયો. રાજા માને જ્યારે સાંભળ્યું કે બાપ્પા મારી ગાદી પડાવી લેવા આવે છે, જે બાપ્પાને મેં એક દિવસ રસ્તાની ધૂળમાંથી ઉડાવી રાજસિંહાસન સુધી લાવીને ખડો કરી દીધો હતો, જેના દીન કંગાલ વેશને એક દિવસ મેં રાજવેશમાં ઢાંકી દીધો હતો, જેને હું મારા પ્રાણથીયે વહાલો ગણાતો હતો — તે બાપ્પા આજે બધી કૃતજ્ઞતા

ભૂલીને મારું જ રાજછત્ર ખૂંચવી લેવા આવે છે, ત્યારે તેની આંખોમાંથી દડદડ આંસુ પડવા માંડયાં.

ઘરડે ઘડપણ વફાદાર સૈનિકોની નાનકડી સેના લઈને એ લડવા ગયો. એ એનું છેલ્લું યુદ્ધ હતું. યુદ્ધમાં બાપ્પાના હાથે રાજા માન કપાઈ મૂઓ.

સોળ વરસની ઉંમરે બાપ્પા, દેવબંદરની રાજકુંવરીને પરણીને હિંદુમુગટ, હિંદુસૂરજ, રાજગુરુ વગેરે ઉપાધિઓ ધારણ કરી ચિતોડની ગાદી પર બેઠો. પેલા બે ભીલ ભાઈઓ વાલિયા અને દેવાએ બાપ્પાના કપાળમાં રાજતિલક કર્યું. બંનેને એકેક ગામ ભેટ મળ્યું. બાપ્પાએ એ દિવસે નિયમ કરી દીધો કે મારા વંશના બધા રાજાઓએ ગાદી બેસતી વખતે આ બે ભીલોના વંશજોના હાથે રાજતિલક કરાવવું. આજે પણ એ નિયમ ચાલે છે.

બાપ્પાએ જ્યારે આ નવો નિયમ રાજસ્થાનમાં પ્રચલિત કર્યો, અને ભીલના હાથે રાજતિલક કરાવવાની આ નવી વાત લોકોએ જ્યારે સાંભળી, ત્યારે બધા કહેવા લાગ્યા કે નવા રાજાનો આ એક નવો બુટ્ટો છે! પરંતુ માન રાજાના સેનાપતિઓને એ પરથી વહેમ પડ્યો કે આ બાપ્પા ગુહના વંશનો ગિલહોટ રાજકુમાર તો નહિ હોય? એ સૂર્યવંશમાં ભીલના હાથે

રાજતિલક કરાવવાનો નિયમ હોવાનું સાંભળ્યું છે! રાજા બાપ્પા, નાગાદિત્યની ચિતોડવાળી રાણીનો દીકરો તો નહિ હોય? રાજા માન બાપ્પાની માતાનો ભાઈ, એનો મામો તો નહિ હોય? અરર! બાપ્પાએ આ કેવું પાપ કર્યું? ચોરની પેઠે એ મામાની ગાદી પચાવી પડ્યો! આવા પાપી રાજાના રાજ્યમાં રહેવું એ પણ મહા પાપ છે! પંડિતોએ હવે રાજસભામાં જવું બંધ કર્યું — એકે એકે ચિતોડ છોડી પરદેશ જતા રહ્યા! પણ એમને કોઈને ખબર નહોતી કે બાપ્પા નિર્દોષ છે! બાપ્પાને સ્વપ્ને પણ ખબર નહોતી કે રાજા માન તેનો મામો થતો હતો! તેણે પોતાના પાલક-પિતા, પેલા વૃદ્ધ રાજપુરોહિતની પાસેથી ભીલોનો બળવો, રાજા ગુહ, તથા ગેબ અને ગેબીની વાર્તા સાંભળી હતી, પણ એને ખબર નહોતી કે જેના ઘાતકી અત્યાચારોને લીધે ભીલોએ ગાંડા બની તોફાન કર્યું હતું તે નાગાદિત્ય તેનો પિતા હતો! એને ખબર નહોતી કે રાણી પુષ્પવતીએ જેને બ્રાહ્મણી કમલાવતીના હાથમાં સોંપ્યો હતો તે રાજકુમાર ગુહ એનો જ વડવો હતો! બાપ્પા એમ સમજતો હતો કે હું કોઈ સામાન્ય રાજનો રાજપુત્ર છું!

રાજા થયા પછી જ્યારે બાપ્પા દેવળબંદરની રાજ-કુંવરીને પરણીને આવ્યો ત્યારે એ પોતાની સાથે

બાણુમાતાની સોનાની મૂર્તિ લાવ્યો હતો. ચિતોડના રાજમહેલમાં શ્વેત પથ્થરના મંદિરમાં બાપ્પાએ સોનાની એ દેવમૂર્તિની પ્રતિષ્ઠા કરાવી, અને દરરોજ સવારસાંજ તેની પૂજા કરવા માંડી.

ઘણાં વરસ વીતી ગયાં. બાપ્પા હવે ઘરડો થવા આવ્યો હતો. એક દિવસ ભક્તિભાવથી બાણુમાતાને પગે લાગીને એ ઊભો થતો હતો એવામાં એની ડોકમાંથી, નાનપણનું પેલું તાંબાનું માદળિયું તૂટીને પડી ગયું. બાપ્પા આવડો મોટો થયો હતો, પણ એના ગળામાં સૂતરના ધાગાથી બાંધેલું એ માદળિયું અત્યાર સુધી એમનું એમ હતું. ઘણાં વરસની ટેવને લીધે એને સરત જ નહોતી રહી કે ગળામાં કંઈ બાંધેલું છે. પરંતુ આજે જ્યારે હીરામોતીના હારડાઓની નીચેથી એ જૂનું તાવીજ તેના પગ આગળ તૂટી પડયું ત્યારે એ ચમકી પડ્યો કે આ શું! હું કોણ છું, ને ક્યાં હતો તે બધું આની અંદર લખેલું છે, પણ આજ લગી મને તે યાદ જ આવ્યું નહિ!

બાપ્પાએ હસતે મોઢે એ તાવીજ મહારાણીના હાથમાં આપી કહ્યું: 'વાંચો જોઉં!'

બાપ્પાને પોતાને એક અક્ષરે વાંચતા આવડતો નહોતો. મહારાણીએ બાપ્પાના પગ આગળ બેસીને

વાંચવા માંડયું. કવચની એક તરફ લખેલું હતું: 'નિવાસસ્થાન ત્રિકૂટ પર્વત, નગેન્દ્રનગર, પરાશર વન.'

બાપ્પાએ હસતાં હસતાં રાણીના ખભા પર હાથ મૂકી કહ્યું: 'બાળપણમાં હું ત્યાં હતો. હું ત્યાં ખૂબ ખેલ્યો કૂદ્યો છું! એ ત્રિકૂટ પહાડ, એ એંશી વરસના વૃદ્ધ બ્રાહ્મણનું ગંભીર મુખ, નગેન્દ્રનગરની રાસ-પૂર્ણિમાની અજવાળી રાત, સોલંકી રાજકુંવરીનું મીઠું મધુરહાસ્ય, સ્વપ્નની પેઠે હજી મને યાદ આવે છે. મેં કેટલીયે વાર કેટલાયે માણસોને પૂછ્યું છે કે ત્રણ શિખરોવાળો પહાડ ક્યાં આવ્યો? પણ એવા ત્રણ શિખરોવાળા પહાડ તો દુનિયામાં કેટલાયે હોય! મને જો એવી ખબર હોત કે વાદળાં જેવા ત્રણ શિખરોવાળા એ પહાડનું નામ 'ત્રિકૂટ' છે, એ નાનકડા ગામનું નામ નગેન્દ્રનગર છે, અને જ્યાં હું ગોવાળિયાઓની સાથે ખૂબ ખેલ્યો કૂદ્યો છું અને જ્યાં મેં રાસપૂર્ણિમાના દિવસે સોલંકી રાજકુંવરીની સાથે લગ્ન કર્યાં છે, એ ગહન વનનું નામ પરાશર વન છે, તો કશી મુશ્કેલી ન આવત! પણ હાય! જિંદગીમાં લખવા વાંચવાનું શીખ્યો નહિ તેનું આ ફળ છે! હવે આટલાં વર્ષે એ વૃદ્ધ બ્રાહ્મણનો અને એ સોલંકી રાજકુંવરીનો ક્યાં પત્તો મળે? બીજું શું લખ્યું છે વાંચો જોઉં!'

રાણીએ કવચની બીજી તરફ વાંચવા માંડયું : ‘જન્મસ્થાન — માલિયા પહાડ, પિતા નાગાદિત્ય, માતા ચિતોડકુમારી, નામ બાપ્પા !’

મહારાણીની કોડા જેવી આંખો વિસ્મયથી ફાટી ગઈ. તાંબાનું માદળિયું હાથમાં લઈને એ બાપ્પાના પગ આગળ, ફૂલના બિછાના જેવા સુંદર ગાલીચા પર, આભી બની બેસી રહી; અને હાથીદાંતના પલંગની ઉપર પોઢેલો બાપ્પા જમણા હાથની આંગળીમાં લોહીના બિંદુ જેવા લાલહીરાની વીંટી સામું જોઈને વિચાર કરવા લાગ્યો : ‘હાયરે ! મેં આ કેવું પાપ કર્યું.’ આ હાથે પિતાને હણનારા ભીલોને હણવાને બદલે મેં મામાને હણ્યા, ને મામાની ગાદી પચાવી પડ્યો ! મહારાણી ! હું મહાપાપી છું, ચિતોડના સિંહાસન પર બેસવાને હું લાયક નથી. હવે પિતૃહત્યાનો બદલો લઈશ, અને સ્વજનના વધનું પ્રાયશ્ચિત્ત કરીશ — એ મારું વ્રત છે.’

એકલિંગનો દીવાન બાપ્પા એ જ દિવસે સૌની વિદાય લઈ, દશ હજાર માણસોની ફોજ લઈને ચિતોડમાંથી નીકળી પડ્યો. તેનો બધો ક્રોધ માલિયા પહાડ પરના ભીલો ઉપર ઠલવાયો. બાપ્પા માલિયા પહાડને જીતી, ભીલ રાજકુળનો નાશ કરીને પાછો ફર્યો. પછી એણે અનેક દેશો જીત્યા. કાશ્મીર, કાબૂલ, ઈસ્પહાન,

કંદહાર, ઈરાન, તુરાન વગેરે અનેક દેશો જીત્યા. બાપ્પાની બધી આશાઓ પૂરી થઈ. માલિયા પહાડ જિતાયો, ને પિતૃહત્યાનું વેર લેવાયું. અડધી પૃથ્વી ચિતોડના અંકુશ હેઠળ આણીને સ્વજનવધનો ક્લેશ ઘણો ટાળી દીધો. પણ હજી મનને શાંતિ મળી નહિ. પ્રાણને આરામ મળ્યો નહિ !

આખો દિવસ લડયા પછી બાપ્પા જ્યારે થાકયા-પાકયા પોતાના તંબૂમાં બેસતા, જ્યારે શાંત રણક્ષેત્ર પૂર્ણિમાની ચાંદનીમાં ઝાકોર બની જતું, ત્યારે બાપ્પાને પેલી રાસપૂર્ણિમા યાદ આવતી, અને ચંપાની ડાળે બાંધેલા હિંડોળા પર સોલંકી રાજકુંવરીનું હસું હસું થતું મુખમંડળ દેખાતું. જ્યારે કોઈ નવો દેશ જીતીને બાપ્પા ત્યાંના નવા રાજભવનમાં સોનાના પલંગમાં પોઢીને, નોબતનો મધુર અવાજ સાંભળતો સાંભળતો ઊંઘી જતો, ત્યારે એને પેલી રાસપૂર્ણિમા યાદ આવતી, અને ચારે બાજુથી હીંચકાને ઘેરી વળી ગોળકૂંડાળે ફરીને ગાતી રાજકુંવરીની સખીઓનું ગાણું સ્વપ્નમાં તરી આવતું ! છેવટે એ નગેન્દ્રનગર ગયો. જઈને જોયું તો એની જૂની ઝૂંપડી પડી ગઈ છે ! માટીની દીવાલ માટીમાં મળી ગઈ છે. સોલંકી રાજાનું રાજભવન ખાલી પડયું છે, ત્યાં કોઈનો પગરવ નથી કે પગલાંયે નથી — બધે અંધારું ઘોર છે ! નથી એ રાજકુંવરી કે

નથી એની સહિયરો. એ જોઈ બાપ્પાનું મન એકદમ ભાંગી ગયું. ભાન ભૂલેલા ગાંડાની પેઠે હવે તે દિગ્વિજયી સેનાને લઈ ને શાંતિની આશામાં દેશવિદેશ ફરવા લાગ્યો. ચિતોડના ભવ્ય રાજમહેલમાં સિંહાસન ખાલી પડ્યું ને મહારાણી એકલી પડી !

આવી રીતે દેશવિદેશ ફરતાં ફરતાં એક દિવસ બાપ્પા વલભીપુરમાં ગેબીનગરમાં — જ્યાં બે ભાઈ-બહેન ગેબ અને ગેબીએ પહેલવહેલો ધરતીનો પ્રકાશ જોયો હતો ત્યાં — આવી પહોંચ્યો. એક દિવસ, આ જ બાપ્પા સોળ વરસની ઉંમરે, રાજા માનનો સેનાપતિ બનીને મુસલમાન સુલતાન સલીમની આખી સેનાને આ ગેબીનજરમાંથી હાંકી ચિતોડ પાછો ફર્યો હતો. આજે કેટલાં વરસે, માથાના કાળા વાળ ધોળા થયા ત્યારે, આંખો ઊંડી ઊતરી ગઈ ત્યારે, શરીર પર કરચલીઓ વળી ત્યારે, દુનિયા જ્યારે એને મન જૂની પુરાણી બની ગઈ ત્યારે, એ પાછો ગેબીનગરમાં આવ્યો હતો ! ગેબીનગર જોઈ ને બાપ્પાને પેલાં ભાઈબહેન ગેબ અને ગેબીની વાત યાદ આવી.

પેલા સૂર્યકુંડમાં સ્નાન કરીને બાપ્પાદિત્ય ગેબીના રાજભવનમાં આરસપહાણના શયન મંદિરમાં વિશ્રામ લેવા ગયા. અચાનક મધરાતે, કોઈનું મીઠું મધુર સંગીત સાંભળી બાપ્પાની ઊંઘ ઊડી ગઈ. શયનગૃહમાંથી

નીકળીને એ પથ્થરની અગાશીમાં આવીને ઊભો, સામે મુસલમાનોની મોટી મસીદ ચાંદનીમાં ઝગહળતી હતી, આકાશમાં અડધો ચંદ્રમા હતો, ચારેકોર શાંતિ હતી. બાપ્પા ચાંદનીના અજવાળામાં ઊભો ઊભો ગીત સાંભળવા લાગ્યો. તેને થયું કે આવું ગીત મેં ક્યાંક સાંભળ્યું છે. એવામાં દખણાદો વાયરો વાયો, અને ગીતના શબ્દો વધારે સ્પષ્ટ બની બાપ્પાના કાને પહોંચ્યા. બાપ્પા એ સાંભળીને ચમકી ગયો. કોઈ ગાતું હતું :

‘ આજ મારે આનંદ રે ! આજ મારે આનંદ રે !

હિંડોળે ઝૂલે છે શ્યામ ! ’

આ તો પેલું ગીત ! નગેન્દ્રનગરની રાજપૂત રાજકુંવરીનું હિંડોળાનું ગીત !

બાપ્પાએ અગાશી પરથી ઝૂકીને નીચે જોયું તો એક ભિખારણ રસ્તામાં ઊભી ઊભી ગાતી હતી: ‘ આજ મારે આનંદ રે ! ’

બાપ્પાએ તરત જ એ ભિખારણને બોલાવી. એ ચાંદનીના અજવાળામાં, શ્વેત આરસની અગાશીમાં, રસ્તાની ભિખારણ રાજરાજેશ્વર બાપ્પાની સામે આવીને ઊભી.

બાપ્પાએ પૂછ્યું : ' તું કોણ છે ? તું નગેન્દ્રનગરની સોલંકી રાજકુંવરી તો નથી ને ! તેં કોઈ રાસપૂર્ણિમાએ કોઈ ગોવાળના છોકરાની સાથે લગ્ન કર્યાં હતાં ખરાં ? '

ભિખારણ કેટલીયે વાર સુધી એકીટશે બાપ્પાના મોં સામું જોઈ રહી, પછી જરા હસીને બોલી : ' મહારાજ ! અડધી રાતે ભિખારણની આવી મશ્કરી કરો છો ? '

બાપ્પાએ કહ્યું : ' તો શું તું રાજકુમારી નથી ? '

ભિખારણે નિશ્વાસ નાખી કહ્યું : ' એક વખત હું રાજકુમારી હતી ખરી, પણ આજે ભિખારણ છું ! મહારાજ ! હું મુસલમાન નવાબ સલીમની બેટી છું. એક દિવસ પંદર વરસની વયે, તમે જ્યારે અમારું રાજ્ય જીતી લેવા આવ્યા, ત્યારે મેં તમને આ રાજમહેલની આ જ અગાશી પરથી જોયા હતા — કેવું રૂપાળું મુખ ! અને આજે હું તમને કેવા જોઉં છું ! એ શરીર નથી, એ હાસ્ય નથી ! તમારી આવી દશા કોણે કરી ? કઈ રાજપૂત રાજકુંવરીની તપાસમાં તમે આમ પાગલની પેઠે દેશવિદેશ ભમતા ફરો છો ? '

બાપ્પાએ કહ્યું : ' એ વાત જવા દે, તું ફરી પેલું ગીત ગા ! '

ભિખારણે ફરી ગાવા માંડ્યું :

'આજ મારે આનંદ રે, આજ મારે આનંદ રે!

હિંડોળે ઝૂલે છે શ્યામ!'

બાપ્પા તમામ દુઃખદર્દ ભૂલીને ભિખારણના મોં સામે જોઈ રહ્યો! ગીત પૂરું થયું.

બાપ્પાએ કહ્યું: 'નવાબજાદી, માગ, તું માગે તે આપું!'

ભિખારણે કહ્યું: મારી પાસે જો રાજ્ય હોત તો હું તમને કહેત કે મારી સાથે શાદી કરીને તમારી બેગમ કરો — પણ એ આશા તો હવે રહી નથી; આજે તો હું ભિખારણ છું! મને તમારી દાસી બનાવીને તમારી પાસે રાખો!'

બાપ્પાએ કહ્યું: 'તું દાસી થવાને લાયક નથી. હું તને બેગમ બનાવીશ, હું દરરોજ મારી પાસે બેસીને આ ગીત ગાજે!'

બીજે દિવસે આ મુસલમાન કન્યાને પરણીને બાપ્પા ખોરાસાન દેશ જતો રહ્યો! ત્યાં ગુલબાગમાં ખાસ મહાલમાં, ગુલાબજળના ફુવારાની ધારે, હાથમાં

ઊંચા દારૂનો પ્યાલો લઈને બેગમસાહેબાને મુખે અરબી ગઝલો અને આ હિંદુસ્તાની હિંડોળાગીત સાંભળી સાંભળીને બાપ્પાના જીવને આરામ મળ્યો કે નહિ, તેના મનને શાંતિ મળી કે નહિ, તે કોણ કહેશે !

સો વરસની ઉંમરે બાપ્પાનું મરણ થયું. એક તરફ પૂર્વમાં હિંદુસ્તાનમાં તેની હિંદુ રાણી હતી, અને હિંદુ રૈયત હતી. બીજી તરફ પશ્ચિમમાં ઈરાનિસ્તાનમાં તેની મુસલમાન બેગમ હતી, અને પઠાણો હતા. હિંદુઓ પોતાના મહારાજને અગ્નિસંસ્કાર આપવા ઇચ્છતા હતા, અને પઠાણો પોતાના બાદશાહને મુસલમાનની પેઠે કબરમાં દફનાવવા ઇચ્છતા હતા. છેવટે જ્યારે એક તરફ સૂરજની સ્તુતિ અને બીજી તરફ અલ્લાહની બંદગી લખેલી કિનખાબની ચાદર બાપ્પાના શબ ઉપરથી ઉઠાવવામાં આવી ત્યારે ત્યાં કમળ અને ગુલાબફૂલના ઢગલા સિવાય બીજું કંઈ જ દેખાયું નહિ ! ચિતોડની મહારાણીએ એ કમળફૂલને બાણ માતાજીના મંદિરમાં માનસરોવરના જળમાં પધરાવ્યાં. ઈરાની બેગમે એક ગુલાબફૂલ, પોતાના પ્રિય ગુલબાગમાં, ખાસ મહેલની અંદર, ગુલાબજળના ફુવારાની ધારે દફનાવ્યું. અને એ દિવસે હિંદુસ્તાન અને ઈરાનિસ્તાનની વચમાં આવેલા હિંદુકુશ પર્વતના શિખર ઉપર હીરામોતીથી લદાયેલા એક રાજાના શબને ચિતા

ઉપર ચડાવીને એક સંન્યાસિનીએ કહ્યું : ' સખીઓ! પેલું ગીત ગાઓ!' ચાર બાજુએ ઊભેલી ચાર સંન્યાસિનીઓએ ગોળ કૂંડાળે ફરતાં ફરતાં ગાવા માંડ્યું : ' આજ મારે આનંદ રે! આજ મારે આનંદ રે!'

એ સંન્યાસિની પેલી સોલંકી રાજકુંવરી હતી, અને એ શબ બાપ્પાનો મૃતદેહ હતો! — બંને જણાં આખી જિંદગી એકબીજાની શોધમાં ભટક્યાં હતાં, પણ આ દુનિયામાં તેમનો મેળાપ થયો નહોતો!

